યા કેહેવરાવા મોકલું ? જણ આવે ને જ
ણ આગલ વાત કરવી; ભોલીયાની, છી
કીઆની, બેશીઆની, ઉઠીઆની, બધી.

હાંસીબાઈ—પણ એમ જારે લોકો
ખાઈ જાએ તાહરે આપરે એટલા ઉપર
નોકરી મોટે સારે તેને દીકરા દીકરીની ગા
ર દેખીએ કેની ? કે કોઈ પેટ ભરીઆએ
સાંઠી ધાંકી હોએતો તે પોતાની મેરે પા
છી હાંકી મેલે. એમ કરેતો ઘરમાં એટ
લી નુકશાની તો નહી થાએ ? માહરાં છાં
ણા હું મંગાઈઆ વાટે છાપરાંપર સુકાવા
મુકતીતી, તે રાંડો પાસે વારીઓ રોજ રો
જ ચોરતીતીઓ ને કેઊ તારે કે જો બા
લાડી નાખી દેતી હોશે, પછી એક દહારે
સારી કાની મોટે સાદે સનદોવી નાખી
ઓ તારે દાંત પડીઆ ને તેદારનો એક કટ
કો પણ ગાઓ નથી. તેમ જો,—

કુકીવહુ—બલા જાણે માહરી મહને

તો ઓટલાપરથી નીકલત નહી આવરે, ગારથી દેતાં નહી આવરે ને સનદોવતાં ખી નહી આવરે. મોટા સાદ કારે ને મોટે સાદે બોલે તે જાણે. હું કાંઇ છાના છલાં વારાની દીકરી નથી કે એવું જાણું. લોક મુવાં ખાઇ જાએ તેથી મેં તો લેવા નાકેહીતું તોબા એનણે શું કરવા લીધાં હોશે?

કોલીબાઈ—હા, હું સમજુચ; તેની પછવારે મેહેનત કરી પરે તાહારેજ ના કેહેવાય તો. ધણીની ગુશલામાં બરાબ બારણા બંધ કરી, ખુરશીએ અપેલાને કેન વાશપર ઊન ભરાય, પેટી શીવાય, ને એવું કંઇ કામ કરવું પડે તારે ધધરીને તાપ આવી જાએ.

કુકીવહુ—મેં તો તાપ ઓખાર થઇ કોઇ બુડાને સોપી દીધીચ, અહીતો—

કોલીબાઈ—(ગુશાથી) તારી મુઇ

માએ મારીને. એવારૂં માહરા નામ ન
મ પરથી; જો ચોર—છી—

(બેરામશા બાહેર જવા બારપરથી
હેઠે ઉતરતાતા તે સાંભલીને.)

બેરામશા—બશ, યાર બશ, સાંભ
લતાં સાંભલતાં બાંમદાદની બપોર પરી તો
બી તમારી ફજેતી બંધ નહી પરી. એ
શું ચેર કે માહેતમની ચોર?

(હાંસીબાઈએ સરમાયા જે
વું મોહોડું કરી નાખીઉં.)

કાલીબાઈ—પણ તું સાંભલેચ કે
ની? તોની કેહેવા તર તર જવાબ કરે
ચ ને વરી મહને તાપ બોખાર આપેચ.
એ મહલા જો કે? એ તારી આબરૂં
કે? હું તો એની માએ મમાઇ જેવી.
મહને જે બોલે તે તેને બધું.

બેરામશા—પણ હું માહરા ધંધા
ધાપાનુ રરૂં કે રાત દાહાડો તમારૂં એવું

માથાંફોર ચાલેચ તે રૂરૂં ? એ રાંડ એ વીતો મુવેલી હોશે, તેને શું ઝેર આપું, કે કુવામાં ઢુબારી મારી નાખું ? કે બજાર માં જાઇ કોઇને વેચી આવૂં.

(હેઠે ઊતરી જાએચ.

કેકુ—કાઊશા—બાવા કાંહાં જાવોચ.

બેરામશા—(બંનેના હાથ પકરી ફેંકી દેઇ) જાંહાંનમમાં જાવુચ; નીકલો અંહથી.

કેકુ—કાઊશા—(રડતાં રડતાં જાઇ) બપાઇ, બપાઇ.

કોલીબાઈ—બપાઇ ચુલામાં પરી.

(કુકીવહુ બેરામશાની પછવાડે જાઇ પુછેચ.)

કુકીવહુ—સાંહાંજે ઘેર આવશો કે ? (જવાબ મલે નહી) હં: સાંહાંજે ઘેર આવશો, કે વારીએ જાશો ?

(બેરામશા જવાબ દીધા વગર જતા રહયા ને કુકીવહુતો હેઠેજ ઉભી રહી.)

કોસીબાઈ—હાંસીબાઈ માએ, જો
શું કે ! તમે સાંભલીયુ કે ! ઉલટો ચોર
કોટવાલને દંડે તેમ થાએગ તે.

હાંસીબાઈ—જોઉં શું ને શાંભલે
શું; હું વગી માનાંની આગલજ ઉતી કેની,
નરેરે ! ! તેનતો એક બોલબી બોલી
યો નહી, કે કાંએ તું એમ મલાજો મુકી
તારી માય મમાઈ જેવી થાય તેની સાંમે
ઘરી ઘરી થાયચ ? તેતો રહીયું પણ ફરી
થી એમ નાકરતી કે એમ નાચાલતી કરીબી
નહી બોલીયેતો ? અરે, જોજોરે, એમની
એમજ ચલાવશે, તારે એનેબી આગલ જ
તાં માલમ પરશે તે; કેજે 'બેંસના સી!
ગરાં બેસનેજ બારી', તેમ નહી થશે કે.
એ 'ઉદર બીલારીનો બેલ શું પ' એમ કાં
હા શુધી રેહેવાનો ઉતો જો.

કોસીબઇ—(મનમાં) મહીરાં મુએ
તો જાણે કે તેની દુશમનનું માહોનુંજ

બંધ કરી લીધું હોએ તેમ કરી મેલીયું ચ, તાંહાં તે બોલે શું?

હુંસીબાઇ—અરે ! હા; હા; તે બી વરી બરજ હોશે તો તેની તમુને શું ખબર પડવાની હતી, પેલી પાંટરાંવા લાની પીરોજબાઇના પાહાલીની રાંનગી એવીજ હતી ને તેથી તેને ઘેરવી રા ત દહારો એવુંજ થએઆ કરે પણ પાહા લી તો કંઇબી બઇરીને બોલે નહી. જા રે લોકોએ ઘણોજ સમજાવીઓ તારે, મ શકેરીમાંને મશકેરીમાં અંબારાંમ મેહેતાને પુછીયું તારે, તે બીચારાએતો જે હતું તે કેહી દીધું તેથી તે રાંનના હસતાં હસતાં બો ટીના ઝારા જોયા તો કેજે માડરીયાં, દોરા કંઇ ચીઠી, એવું એવું શંઠું નીકલી આવ્યું તેવાજ તેને ચોટલો પકરીને પટકી; ને ગાલ રાએબી બાસરે બાસરે મારી ને પાસે થી પેલું લેઇ, છીદીમાં નાખી દીધું, પ

છી પુછીયું તારે રાંન પકી કેની તેથી કે જે બચ્ચાં માંડાં સાઝાં ફરેચ તે સારૂં ગંગારામ જોશી પાસેથી લીધું તું. તેને પુછીયું, તો તે બ્રાહ્મણેતા સારૂ ના ક હ્યું. રાંન જુઠી, કોણ જાણે કોણ મુવાનું હોશે ને કોણનું નામ ચ્યરાવીયું, પણ તે દાહારથી રાંડે બોલવા ચાલવાનું સઉ મુ કી ચોતીગી કાની નીચી મુદાએ ચાલવા માંડીછે જો, હા.—(હરૂસેથી) તમારી વા ડીની માયનેબી શું તમે નહી ઓરખતાં તાં કે! રાંન ડાકણ જેવી હતી, ને રાત દારો ચેવરા બાંગણાને તાંહાં ફરતીતી તે!! તેમ કોણ જાણે એ આંધરીનાખી કંઈ કોટાં કાવતરાં નહી હોશે કે! નહી તો મુઇ એની માએબી કાંઈ આપેલું ન હી હોસે કે; તેવું તેવું નજરે જોવોચ તોબી શુજમાં બેશી ના રેહો. નહી તો એ ચુરેલ નાંદાંન જેવી શું કરવા જશે

ને શું કરી મેલશે તો નકામું તમારા ઘેરમાં કાંઇ નવું જુનું જોશો—હા—

કોલીબાઈ—હારે ! મારે હા, આ પલા બાઈનું કંઇ તેવુંજ જણાએચ. મુઈતા ચાલે ચાલે ને ઓટી તપાસે, ચાલે ચાલેને ઓટી તપાસે, ને વરી બીહીલી બીહીલી આપરા મેહોણા શાંબે જોતી ચાલે. કોઇ દાહારે શું કરતાં શું કરી મેલશે તો વરી એની માહેતમ કાંહાં હું કરશ, તેની કંઇ શુંજ નહી પરતી.

હાંસીબાઈ—વરી એનીમાએ શુ જ શું પરવાનું ઊતું. તમે એક કામ કરો, હવે આજે તો વખત ઘણોજ થઇ ગીઓચ તેથી કંઇ બેશવાતો જવાશે નહી ને હુંબી અમનાતો ઘેરજ જાવુંચ. તોપલી છાંણ લાવેલી છેઉં તેના પાંચ પંદર છાના થાપી શુકાંતાં નાંખું કે આજે પરવારી જાવું, ને કાલે આપરે બેશ

વા જવાને મશે, બેરામશાના ને એ દુક તીનાં ટપકા લેઈ, ગંગારામ જોશીને તાં હાં જઈએ ને કંઈ પુછીએ તો ખરાં, કે જે હોએ તે માલમ પરી આવે. ને જો કંઈ તેવું હોશે ને કેહેશે તો પાંચ પંદર ખરચવા પરીઆતો વુઉઉર નાખો ખરચજો કે રાત દાહારાનો હાય અફ શોશ તો મતશે ને દીલમાંનો દગદગો તો ભાગશે. પઈશાને કંઇ તમે હઈએ ઘર તાંનાં; દીકરા ને ખોદાએ શલામત રાખશે તો ઘણોબી પઈશાછે.

કોલીબાઇ—અરે! બરીઓરે પ ઇશો! મરશું ને લાદી ઉપર પરશું તારે વાંજીઓ પઇશો કાણ સાતે બાંધી આપ વાનુ ઉતું! ઉંતો માહરા દીકરા દીકરીને જ માંગુચ. તમે ગંગારામને તાંહાં જ વા કહીશું તો હું ઘણી ખુશી થઇ ને, હું બ તમુને એજ કેવાની ઉતી.

હાંસીબાઈ—બશ, તારે ચાલે કાલે મારી શાતે; પગ ઊંચકીને જતાં વાર નહી લાગશે.

કોલીબાઇ—નહીરે મરૂં, ગાડી કરશું ?

હાંસીબાઇ—અરે, વડી મુવા ગાડી વાડાને અરધો બાર આના આપે, વાંજીઆને. ચાલીઆં તો કંઇ ગુડા ભાગી જાએચ કે શું ?

કોલીબાઇ—તેમાં શું દમ બડીઓચ. પણ હું એમ પુછું, આપરે બેશવા કેદારે જઇશું જો.

હાંસીબાઇ—તે જોવાની કાલે તો વડી ચારમ છે વાસ્તે એ દુકાનીને જણાવતાં નાં નહીતો કેહેશે ચારમને દારે કાંહાં બેશવા ગીયાં કડી બીચાર કરશે, ને બેશવા તો આપરે દશ દાહારા છે તેટલાં કાઇબી બે તન દાડા બેશી આવશું.

કોલીબાઈ—હા, થીકછે તારેતો, મરે આગલ છ છ મહીના, નહીતો એ કેક મહીનો દાહારોબી બેશતાંતાં તો થીક હતું; કાઇબી દારે જાતાંતાં તો કંઇ ધાસતી નહી હતી. આજતો દશ દાહારા થએઆચ તે આંખ વીચીયે ને ઉગારીયે તેમ નીકલી જતાંતો વારબી નહી લાગતો.

હાંસીબાઇ—હારે, બરીહ, કામ કાજ હોએચ તો તે મુકીનેબી જવું પરેચ.

કોલીબાઈ—તેજ બરી પીગા છેની!

હાંસીબાઇ—અરે! પણ અજુરબી થીકછે રે! કોણ જાણે હવે પછીનાં શું કરશે ને શું નહી તે માલમ કોણુને છે જો. મુવા શુધારોજ કરવાનો લેઇ બેઠાચ તેની વાત તે કેવી કરવી જો.

કાલીબાઇ—હા, સુધારોતો કેવો કરશે જો, કે અગીઆરીની મશીદ ને મશીદનું દેવલ કરી નાખશે. શદરા કશતી

તો કાહારી નાખવા લાગા, હવે પછી ખી જો શું શુધારો જોઇએ. મુવા હમણા હ મણા પારસીઓની સાથે વરી હીંદુ, મુશલ માનોની એમજ લેઇ બેહાચતો. ને વરી—

હાંસીબાઇ—મુવા એ, તમે બો લોના. તેનું પાપ તે જાંણે.

કોલીબાઇ—હં: મેં તમુને પછી કં ઇ પુછવાનું યાદ કીધુંતું જો, તેતો તાહેલાં માંને તાહેલામાં વીશરી ગેઇતી તે હણમાં પાછું યાદ આયું; આપરે મોદીની મોતી બાઇને તાંહાં બેશવા ગાઆંતાં તાંહાંથી ત મારે વરે કંઇ દશમાં માશીશાપર ભાગલો બાગલો આયો તો કે ?

( કુકીવહુ પાછી આવેછે.

હાંસીબાઇ—હારેજ, દશમાપરથી ને માશીશાપરની મીઠાઇના ખુમચાજ આયાતા—ને છ—

કોલીબાઇ—અરે ! પણ હા, મહ

ને હમણાજ યાદ આવી; તેવણુતો તમારા માયના કટમીઆં લાગે તેથી બેહુ વખત મીઠાઈ આવી હોશે.

હાંસીબાઇ—તારે તમારે તાંહાં ?

કોલીબાઈ—માહારે તાંહાંબી દશમા પર મીઠાઈ આવીતી; પણ કઝીનો અરધો લારવો ને ખાજુ, સીંગર, કંઈ અરધી જલેબી ને નખ નખ જેટલી ગોરપાપરી, મેશુરની કરચ કરીને આયું તું—વઝી—

હાંસીબાઇ—તે જોવોની, કેહેજે અરધા પોના ફરાની મીઠાઇ કીધાતી તોબી મારી માયેનું કરમ ઘણુંજ મોટું, ને વ ઝી તે સાથે લોકોની ઓરખાંણ પારખાણ બી ઘણી કેની, તેથી પુરૂ નહી પરીયું તે શું કરે માએ વારૂં ! માશીશાપર કંઇ આયું હોશેની ? તારેબી એ હઝી ફરાનો શીરાજો કાઢોતો જો.

કોલીબાઇ—હા, તારેબી કંઇ બે

નરણુ ચપટાં આવેલાં કેહેચતા ખરાં, પ
ણુ હું જરા બાહર જઇને આઉ તેટલાં
તો પુરૂંખી કરી નાખેલું ને મહનેતો કોઇ
એ કહીઉખી નહી, પણ ખીજે દહારે દુ
કતાઓ કેહેવા લાગા કે કાલે ખાઊ ખા
ધીતી તારે મેં જાણીઊં કે મોદીને તાં
હાંથી કંઇ આચું હોશે. માહારા દાંત કાંહાં
બરીઆચ કે હું ખાવાની ઉતી, જરા
ગોર પાપરી હોતતો મોહોમાં નાખી ચુ
સીઆ કરતે, તે—

હાંસીબાઇ—ઓ ! તે તમુને કંઇ
જણાવીચુંખી નહી કે ! ! બરીઓ આ
એ શું જુલમ ! તારે જાણે તમેતો બા
હરના પહરાણુા જેવાંજ થઈ પરીઆં કે ?

કોલીબાઇ—(આસતેથી) હાસતો
માંએ.

કુકીવહુ—ઓ ! આજે આએ શું
બેઉ જણા લેઈ બેઠાંચ તો, જુલમ કોણે

પાડીઓ ને જાગરી કોણે પાડી. આયું ને ઢાંકીયું ને તેવીજ હેડ વાડાનો કચરો વારવા ગેઇ તેટલાં દુકતાઓ ઊગાડીને આ ઈ ગીઆ ને તમે આએયાં તારે તે દારે જ કેહેવાની હું વીશરી ગેઇ તેથી બાજે દહારે કેહીશ, તેની તમુને યાદ કાંહાંછે. કંઇ બાજુ રહી ગીયું હોય તેબી રસતેથી જતાને તેડીને કેહેજો.

હાંસીબાઇ—તમે જવા દેઓ; એ તરકરાં જોવાને મોહોને ના લગારો. હું જાણીચ; વખત ઘણો થઈ ગીઓચ, બેશ વા જવા કાલે આવશે. બીચારાં ઘણા માએતા વારજ જોતાં હોશે, કેશે હજુર આયાં નહી તે કાંહાં ગીયાં હોશે.

કુકીવહુ—હા: સહવારનાં પોહોરમાં વેહેલાં આવજો, નહીતો કે કંઈ બીજું યાદ આવેતો રસતામાંથી પાછાં આવજો; સાથે મસાંનીનાં મીઠાંબાઇનેબી લેતાંઆવજો

કોલીબાઇ—ઓ, ચોર—ડ્ડી—તા
રૂ મોહોડું રૂપ એવણતો તારી માએ મ
માઇ જેવાં થાએ.

હાંસીબાઈ—(ફુરીવહુ શાંમે જોઇ
ને) વારૂં બેહેન વારૂં, તારે જોઇએ તે
બોલ, તારા ઘરમાં આવીચ. કોલીબાઇ
જાવુંચરે માય.

કોલીબાઇ—એનું બોલેલું બધું મ
ને ઓ. તમારી બલાનેબી નહી, તમો
કાલે આવજો જો. નહી આવોતો મા
રૂં બારમ ખાવો જો.

હાંસીબાઇ—(જમીન પર પગ ગ
સીને) ઓ! ઓવારૂં રે, ઓવારૂં રે,
એતો હું ઘેરથી નીકલી તાહાંજ રાંન આ
રી બીલાડી ફરીને તારેજ મેં તો જાણીતી
કે આજે કેથે મારા કરમમાં કંઇ છે ખ
રૂં. હું જાવુંચ માએ.

કોલીબાઇ—આવજો માએ, આવ
જો, માએ આવજો રે.

(હાંસીબાઇ જાયેછે.)

—o—

# ભાગ ૩ જો.

## પ્રકરણ પેહેલું.



### બેહેરામશાનું ઘેર.

### સરેસતાનું રમખાણ, બામદાદે મંડાણ.

---

કોલીબાઈ, કુકીવહુ, હાંસીબાઈ તથા કેકુ અને કાઉશા.

કોલીબાઈ—(કુકીવહુને કેહી સંભાલવવા) બા, કેકુ કાઉશા, તમે નીશારે જજો હો. હું કેની આજે બેસવા જવાની છેઉ, વાસતે કંઇ મસતી તોફાંન કરતા ના ને નીસારેથી આવી અહીઆંજ રેહેજો, હો, નહીતો કામની જગાએ કામ પરી રહે ને તમે બરકી ઓટલો કુદાવતાં ફરજો.

કાઊશા— બપાઇ, તમે કાંહાં જાવો ચ? ફુઇને ઘેર કે? હું આવું ?

કોલીબાઈ— નહી બા, હું તો બાહાર જાવુંચ. ફુઇનું કાંહાં નામ યાદ દેવા રીઉ; શવારનાં પોહોરમાં કોઇને તેવું દુઃખ ગમી આવશે તો વરી હું કાંહાં જવશ.

કેકુ— બપાઇ એક દોરીઉ આપો. જો, અં, અં; બીસકોટ લેવસ—અં—

કોલીબાઈ—કેહની શું ભીખ લાગીચ કે? ધુર લેવાએચ, પથર લેવાએચ ને બચાંને અરધો દુકાંની અપાતી નથી કે? લેવો (પોતે આપેચ તે કેકુ, કાઉશા લીયેચ.)

કુકીવહુ—(કાઉશા તથા કેકુને જોરથી પીઠપર મારી) સઉ શુતાં તારે વરી વાંદરાઆ તમે જાગીઆ કે? નીકલો બાહાર. (રડતાં રડતાં ઓરડામાથી બાહાર જાએછે) જાણતા નથી ' કાંણીને કેહી રાંણીને સમજાવેચ ' તે.

કોલીબાઇ— અરેરે, આએ જો ત
રકરી થઇ ગેહાનેં ' નાલાં, મોટાંનાં બે
કાંન કરેચતો.' પેલાં, બંચારાં હાંસીબાઇ, બે
સત્તા જવા શારૂં હંઇ આવવાનાછે તે સાંભ
લશેતો શરમાઇને ભોંએમાં ભરાવું પરશે,
તેતો કંઇ સમજતીજ નથીતો. વલી—

કુકીવહુ—હા, 'પગે સલગાવે ને હા
થે ઓલવે' તેવાં, તેને વરી જોઇને સરમા
વવું પડશે. (હાંસીબાઇ આવેછે.

હાંસીબાઈ—(કુકીવહુ સાથે રૂશાએ
આંસ તેથી હેઠલથીજ હાંક મારેછે) કોલીબા
ઇ; ઓ, કોલીબાઈ; અરે કોલાઇકાકી—
અરે, કો—

કોલીબાઇ—અરે માએ, માએ; આ
વી, આવીઇઇ.

(કોલીબાઇ હેઠલ આવી બને સાથે જાએછે.

## પ્રકરણ બીજું.

## વાતમાં ટાટ.

### કોલીબાઈ અને હાંસીબાઈ.

હાંસીબાઇ—કોલીબાઇ, એ કાંઇ બોલીતી કે?

કોલીબાઈ—ઓ!! કેહેજે એ કઈ બોલીતી કરી પુછોચ કે? અરે શવારન ઉખરીચ તે શું જો!!

હાંસાબાઇ—હેરની ખાધી એની માએ, જેવી દેવી ઉતોની! તેવી એ દેવ છે.

કોલીબાઇ— ને મુવો એનો બાપ તે કાંહાં દેવ જેવો નહી ઉતો!!

હાંસીબાઈ—પણ માએ તે એવો દેવ જેવો ઉતો તોબી, પેટ બરી એની માએ તેનેબી તોબા તોબા બોલાવીતીતો!!

કોલીબાઇ—હારે માએ, હું કાંહાં અનજાણી છેઉંજોજી; તેજ બધું જોઇને એ દુકતીબી એટલું બધું કરેચ તો.

હાંસીબાઈ—અરે એ શું એટલું બધું કરતીતી, પણ કેજે ‘સરેલા ગડે દરેલા કરતાં છરેલા સારા’ તેમ જો એ ચતરેલીને જરાકબી કોઇ ચુરતું હોએ કેની તો એટલું બધું કદી કરે નહી.

કોલીબાઈ—અરે !! જો, તેને ચુરવા માગોચ ! એક વખતે વરની શાંખુ બોલી તેથી તેને જરા નેટર મારીતી, તો મહીરાં મુઇએતો ખુમ બરાડા મારી બધું ઘેર મેલવી નાખ્યું તું—પછી—

હાંસીબાઈ— કંઇ નહીરે, તે ઠીકજ કીધું, એતો કેજે ‘ કોઇની વાત ચાલે ને કોઇની લાત ચાલે’ તારેજ તે પાર પરે.

કોલીબાઈ—તે શાંભરોની, પાર શું પરે જો. ભારૂતની રાંડો શાહીઓ થાએ તે વાંજનીઓ બાંએ ચહરાવી નીકલી પરીઓ તે તીહારનો જી ભરીયો સરમાઓચ કેની તે કંઇ બોલતોબી નહી ને ચાલતોબી નહી

ને તેથીજ મું઼ઇ ધણીં તર તર તલસારૂં જેવી થઇ ગઇચ—

હાંસીબાઇ—ફોલાઇ કાકી, તમે એક કામ કરો; જોઇએ આજે ગંગારામ શું કેહેચ પછી આપરે તમારી જરબાઇની પાસે જઇએ ને એ રાત દારાની બધી હકીકત કહીએ, કે તેવણ તમારા બેરામશાને તેરાવીને કંઇ કેહેશે તો જરાબી એ દુકતીને ચુરશે. જરબાઇનું તો તેવણ કંઇ સાંભલે ચબી, ને તમે કેહેવે ચતો ઉલટો તમારો વાંક કાહારેચ, તેથી આપરે કાલે જરબાઇને તાંહાં જઇશું.

ફોલીબાઇ—તેતો એ દુકતીનું બધું જાણેચરે માય, વરી તેને શું કેહેવા માગો ચ ? તે કરતાંને જઇશું ને કહીશુ ને તાંહાં બેરામશાનેબી તેરાવશું, પણ જરબાઇ આગલ આએ તપકાની કે ગંગારામને ઘેર જયાની વાત કરતાં ના હો—

હાંસીબાઈ—અરે નહી રે, એ વાત શું કામ કરવી જોઈ; ઉલટું ખરાબ લાગે ને કેહેશે કોઇ માટીડાઓએબી જોયું હોશે એમ સમજીને ગુશે થાએ.

કોલીબાઈ—તારેતો ઠીકછે; કાલે બે સવા જવાને મસે જરબાઇને તાંહાંજ જાના શું. ગંગારામનું ઘેર આયું કે? હજુર કે એટલુંક લાંબું છે? પેહેલાં હીંઆં મામા દેવીની ચોકી આગલ રેહેતોતો તાંહાંજ રે હેચ કેની?

હાંસીબાઈ—હારે, આએ શું આ યું, ઉપર ચહરો.

(ગંગારામના ઘરમાં દાખલ થાએછે.

---

## પ્રકરણ તરીજું.

## ગંગારામ જોશીનું ઘેર.

## વેહેમીઆંઓની વાત,ને ધુતારાની ધાત

ગંગારામ, કોલીબાઈ, અને હાંસીબાઇ.

ગંગારામ—(હાંસીબાઇને જોઇને) હા, હા, આજ માહારે હીંઆં ચાંદીના ચોક પુરૂ

તો ખરો, આવો આવો, કેમ હાંસીબાઇ આ
જ કંઇ 'નકટુસ†' નું ઘર ભુલીઆ કે શું?
બેશો બેશો, (કાલીબાઇને) બાઇ બેશો.

† 'નકટુસ' એવી ઓલખવાલો એક
કીરપારાંમ નામનો જોશીછે, જેને આપણા
પારસીના બઇરીઓ ઉપલી ઓલખથી તુરત
ઓલખી શકેછે ને તે હમારી આફીશની સા
માણેજ રહેછે કે જે હાલ થોડુંક થયું મર
ણ પાંમીયોછે. તેમજ ગંગારામ જોશીબી
હમારેથી પાંચ છ ઘરને અંતરે રહેછે. એ
બને ધુતારા શખશોને ઘેર પારસી ઓરતો
નો રાત દાહાડો મોહોટો મેલાવડો જોવામાં
આવેછે અને વલી જો કોઈ કોઈ બાનુઓ
ઘેરથી બાહેર ભટકતી નહી હોએચતો તેવી
બાનુઓ પોતાના વાલીઓની ઘેર હાજરીમાં ચા
કરો મોકલી પોતાને ઘેર બોલાવેછે તો તાંહાં
બણ એ ધુતારાઓ જતાં સંભલાએછે. આ ધં
ધામાં એ ધુતારાઓને એટલાતો કામાની થા
એછેકે હમારી સાંમણેનો શખસતો ઘેરનો
ગાડી ઘોડો વાપરતો હતો તેનો ખરચ વગરે
તેહેમાંથીજ ચલાવી શકતો હતો. જાંહાં વં

કોલીબાઇ--એસું જી.

હાંસીબાઈ--એશું તો ખરી, પણ તમે એ શું બોલીઆ ? નકટુસ બકટુસ કોણ મુઓ ? ને નકટુસને ઘેર કોણ નકટું ગીયુંચ ! વરી એવા કાન કોણે ભરીઆ ?

ગંગારામ--મારા કાંણ તે કોણ ભરતું હશે વારૂ ? મહનેતો મારા મંતરે માલમ પાડીયું.

હાંસીબાઈ--પણ જી મારાં કીયાં છોકરાં રૂઇયાંછે, કે હું તેને સારૂ નકટુસને ઘેર જાઉં ને વરી તમુનેબી નાક દેખરાવવા આઉં!

ગંગારાંમ—જો, તમે મહને ખોટો ના પાડશો હં, નહીતો હું તમને તે દીપરખીને યાદ દેવડાવોશ તો તમુને ખોટુ લાગીશે. જો જો--

---

હેંમી લોકોની વરથી વધુ, તાંહાં પાખંડી ધુતારાઓ, ગાડી ઘોડે કાંએ નહી ફરે ?
વેંહેંમી વેથાએ વેંહેંમમાં ધુતારો કરે ધુત;
પીત પમાડી પીંડને, ભોલો ભમે ભુત.

દુભાશીયો.

હાંસીબાઈ—હા, હા, જોવ, જોવ, મને યાદ આવી, હું તે તમુને કેહેઉં. એ તો પારકી પીરામાં પરાઇ પસતાએ તેમ થાયું. જોવોની મારી પાસેની ભારૂતનીનો છોકરો ખઈના મરજથી ઘણો બેહાલ હતો, તેથી તેની માએ સાથે નકટુસને ઘેર પુછવા ગીઆંતાં, કે કંઈ પનોતી બનોતી હોએ તે કેહે. તને વરેતો મેં તેને તમારે ઘેર લઇ આવાનું કેઉંતું પણ તે બાઇએજ ના કહીઉ ને કેહેજે જારે કંઇ હોએચ તારે હમેતો એનેજ ઘેર જઇએચ તેથી મારૂં કંઈ ચાલ્યો ઉ નહી. વરી તે છોકરોતો ગુજરીબી ગીઓ ને તેનેતો આજે આઠ નવ મહીનાખી થયા.

ગંગારામ—તમારે સારૂં કે કોઈ નેં સારૂંબી જવો પણ માહરૂં જોશીનુ પારખું કાંઈ ખોટું પડે; તમો ચાહાવો એટલું ના પાડો પણ હીઆં તો જોશીનાં દીકરાને બેઠાં બેઠાં સારી પૃથ્વીની ખ

ખરૂ માલમ પડે ને વળી તમારેજ મોંહો ડે તે ખરૂં કરી આલું. પેહેલાંતો તમો નાંજ પાડતાં હતાં પણ પછે મેં પારખી આથી તમે કેવું હા પાડીયું. (ડોલા ગુરરી, ડોકી હીલાવી) તે છોકરો તો ગુજરીજ ગીયોની? હું: નકટુસને ઘેર જાવો.

હુંસીબાઈ—હાજી, પણ મેં તમુને તે કહ્યુંની કે માહરાં છોકરાં છૈયાં કે કંઇ ન ગણીકે જે તેને સારૂં લાગે; હું તો એમલી ગમતું હી કેઉં. પણ પારકાના કાંમ પારકાં સાથે ગેહની તે ખરી.

કોલીબાઇ—અરે ભઈ કંઇ ચુક પડી હોયેજી તે માફ કરો.

ગંગારામ—ડોસાં, એમાં મને શું નુકશાન થાયું કે માફ કરૂં. હું તો એમનું પારખું કહું છું.

કોલીબાઇ—હા, બાવા હા. વારૂં તમો મહને એ ખોચ કે? ઊતો બાહરે

હોએચ તાહરેતો તમારે તાંહાંજ આહ ચ. હું પેલી ઉકરીઆ ઉતાર ખાઊની હી લાઇ સાથે આવતીતી તે જાણોચ કે ?

ગંગારામ—હં, હં, તમે કોલશા વાલાનાં કોલાઇ કાકી. ઓલખીઆં ઓલખીઆં. ઘણે દીવશે તમે કેમ આજ આવીયાં વારૂં ?

હાંસીબાઇ—શું કરે, ભુંડાં મુવા ની મોહોકાનગાં આવવુંજ પરે તો, હા થની લાગતી આંધરી થઇ જાએચ તે.

ગંગારામ—કેમ આંધલી કેમ થઇ જાએછે ?

કોલીબાઈ—મહને જોઇને રે મરૂં વહુને વા થાએચ.

ગંગારામ—તીહારે તેહનો ધણી તેહ ને કાંઇ કેહતો નથી કે ?

કોલીબાઈ—વરનેબી વાહારી ખાતા જાએચજી. ને તેનુંબી મોનું જાણે મંત

રીને બંધ કરી લીધું હોએ તેમ કીધુંચ.

હાંસીબાઈ—ઓ ! ઓવારૂ કંઇ સારૂં બોલો ; ખાએ તેનાં ખભાંને, ખાએ તેના હાથ પગને, મંતરે તેના માથાંને. ચાલો તપકા કાહાડી દેખારો. સાથે લાયાંચ કે ? મને તો ઘેર આગલ પુછવાની યાદગી રહી નહી!

કેસીબાઈ—(ગંગારામને તપકા આપેછે) લઓજી આએ તપકા, બેરામશાનો ને તે ડાંકણનો કરી બેઉ સાથેછે, હું મરૂં.

ગંગારામ—બેરામશાનીતો જનમ પતરીછે. (ઊખેરીને જોએછે)

કોલીબાઈ—હાજી. (જોશીને શું કેહેવું તે કેહેવા સારૂ હાંસીબાઇને આંખની, ઇશારત મારેછે.)

હાંસીબાઈ—ગંગારામ, જોવોની કંઇ એ દુક્તીને કોઇની શીખવનીનાં ચેનચારાછે કે બાહારનું કોઇનું કીધેલું ખી

વિશું છે કે એનું જ કંઈ ઝીલેલું મુકેલું છે, કેમકે એ વહાણ બાર ને પાસાઆપર આવ્યા તો આગળ પાછળ કશું જોવાનું ન થા ને સાતે વરસ તેનો ઠાયો કંઈ તેને કે હેતો મુ.તે નથી તે શું છે? ને બેઉની પંતાતાના જરા જોનોના ?

(જોગીજી તપકો જોતા જાએ કે ને કંઈ ભાગ થંકર આવીયુ હો એ તે વીચાર કરે તેમ મંદથા બડેલું ડોક કર્યુ ઉંચે નીચે નજર કરે છે તે જોઈ ગુલાબસંદગી ડી બજેલું મોઢું કરી હાંસીબાઈને ગંગારામને પુછવાનો ઈસારત કરે છે.)

હાંસીબાઈ—કેમ બા, કંઈ ચોર નહીજ પકડાતો કે?

ગંગારામ—અરે ચોર નહી શું પકડાએ, તેતો પકડયો, પણ વચમાં બીજી હરકત છે તે જોઉં છું કે તે ક્યાં સુ

ધી ને કેટલા હાની કે તો પછે તેનો રસતો કરી દઉં; એકાં એકાં ઉડતાં ચલીયાં પકડી પે તો શું એવા ચોર નહી પકડી કાહાડી શું કે ? જો એમ નહી બને તો પછે જો શીના ધીકરા તે શેના, ને શાસતર તે શેનાં.

('વચમાં બીઝી હરખત કે' એમ પનોતીને સારૂં કહ્યું, તે સમજી, કે લીલાહ ગભરાહાને પછું હલગહાથી હાંસીબાનનું મોહોડું જોઇને ગંગારામને પુછવા કરે છે)

હાંસીબાઈ—હેં ભઇ, હરખત તે કંઇ પનોતીની કે કે શું ?

ગંગારામ—હા, હા, પનોતીનીજ તો; વલી પનોતાતો પનોતી પણ હરી વરશની પનોતી કે.

હાંસીબાઈ—(આસતેથી) ગરૂરૂ વા એ વરી એ કાંહાં પાંજણી રૂરાઇ ગેઇતી તે નીકલી આવી.

કાલીદાસજી—(ગભરાઇને) પણ ગં

ગારામ હું પુછું કે ચોર ઘેરનોછે કે કોઇ બાહારનો છે ?

હાંસીબાઈ—ઘેરનોજ હોશેતો; વળી બાહારનો ચોર તે કાંથી આવે. તમુને શીઆ બાહરનાની સાથે કજીઓ કે વસાર છે જે બાહરનો ચોર હોએ.

ગંગારામ—એ ચોરતો ઘરનોને ઘરનોજ છે; પણ કામ ઘણુંજ પકુ કરેલુ છે. હું તમને કહું તીમ તમશથી પકડાયે નહી; વાસતે એતો એની ઊપર કંઈ તમારે વાલીયું કરાવું જોઇએ. જેથી ચોરનું કામ પોતાની જગાપરને જગાપર જ રહે; તીઆંથી તે આગળ બીજી જગાપર વધીજ ના શકે.

હાંસીબાઈ—(ગંગારમની કહેલી વાત ખરી માની ડોકી હીલવતી હીલવતી કોલીબાઈ શામે જોઈ ગંગારામને કહેછે) હા, બા, હા, જી—કંઈ કાળી નથી તે

થી તે તમે કેહોચ તેમજ કરવું જોઈએ, એ તમે કેહોચ તે બરાબર છે. એ એ ના ચેન ચાલ ઉપરથીજ ઘણીજ પકીને હુશીઆર લાગેચ.

ગંગારાંમ--અરે ગમે હેવી પકીને હુશીઆર હશે અને એનું કામ પણ કીધેલું પકું હશે; પણ આપરે હીંઆ કીયાં કાચા છીયે.

હાંસીબાઈ—અરે બાવા !! પણ એનેને એની માય મરી ગેઇ તેને તમે હજુર નહી જોએલી હોશે.

ગંગારાંમ—અરે જોએઆં જોએઆં ને ઓળખીયાં ઓળખાયાં, છાણા બેશો છાણા, હીંઆં કાંઆં જોશી કાચા પોચા છઇએ, હમના આગ્યો બેહતાન જો મુકી દઊતો આએ શહરે અંગાર અંગાર થઇ રહે ને બાહાવન વીરો જો છોડું તો એને થારી મુંબાઇ

ની અંદર છુટે ચોટલે અને વગર વસ્ત્રે ઉંઘાડે નાંગી નાંગી દોડાવું; પણ એથી તમારૂં ઘર ભાંગે ને તમનેજ પીડા ભોગવવી પડે માટે તેમ કરવું નહી જોઇયે; વળી એવી એવી જાત્રા ડાકણો ને હજારો ચુડેલો હીઆંજ બેઠાં બઠાં બાંધીને શીશામહી ઊતારી દીધીયેકે તો એનાતે શા ભાર રાખું ?

હુંસોબાઈ—હા બાવાજી, તે તો ખરૂંજતો, તમેતો જોશીનાજ દીકરાકે એ કેની; પણ હવે કંઈ તેનું કીધેલું નાપેતુ પડે તેવું કરોતો ઠીક. તમારી મેહેનતનાં પંદર પચીશ જે બેસસે તો તે પગે પડીને આપશું.

ઉંગારામ—હા; પંદર પચીશનાજ કામ હશેતો તેને જે આવું પડું કામ કીધું છે તે કઈં પંદર પચીશ માંજ કીધું હશે. રૂપીઆ શો બધા તેણે ખ

રૂપીયા હશે તારે કોઇએ કામ કરી આલીયું હશે. હવે પછે જોજો કે એ કાંમ કેવું કીધું છે તે તમને માલમ પડશે.

હાંસીબાઇ—વારૂં મરી જાંઉ જાણે એમજ સમજ જો કે એ ઘેર ને એ દીકરો તમારોજ છે.

ગંગારામ—પણ હાંસીબાઇ, પંદર વીશ રૂપીયાનો તો એક મંતરનો ખીલો, એ કારણસર બનાવવો પડશે; ને તેની માંહે શઘલી જાતની સોના, રૂપા, તાંબા, કલઇ, શીસું વીગેરે ધાતું મેલવી પડશે, તે કેહેવો કે એ પંદર વીશ રૂપીઆમાં કેમ થશે ? ને વલી તે તૈયાર કરવા પછે એક હજાર મંત્ર ભણવા પડશે તારે તેની મેહેનત નું પી કાંઇક મહને આલશો કે નહીં. વારૂ, આ બીજું સાંભળો વલી સાથ પનોતી પણ છે તેનો જોર આગલ વધો નહી માટે વલી તે સારૂ મંતરનો દોરો

આસવો પડછે, અને તેનું માદકીક પણ મતરવું જોઇશે તેનું શરૂ શું આલશો ?

કેશીબાઈ—ને બાવાજી બીલો શું કરવા વારે ?

ગંગારામ—(હશીને) બીલો શું કરવા કરી પુછોછો ! એ તમને ખબર નથી, હાંસીબાઇ જાંણતાં હશે; પેલીએ જે તમારે સારું તમારા દીકરાને વશ કરી લીધોછે, તેથી તમે તેની તમારા દીકરા આગલ ગમે એવી ફીર્યાદ કરો ને તમારો દીકરોભી તેની કાંઈ તકશીર નજરે જોએ તો પણુ તે વશીકરણના જોરે જાંણતો નથી હોય તેમ ઉલટો તમુનેજ ઠપકો આપે, ને—

કેશીબાઇ—તેમજ થાએછરે બાવા, તેમજ થાએછ. અમેરો આમો દહરો—

ગંગારામ-શાભલો, શાંભલો, હજુર-

હાંસબાઇ—કેશીબાઈ તમે બરો

ખર સાંભળવા દેવો, વચમાં બોલોના—

ગંગારામ—તે તમારી વહુ જે ત
મારા દીકરાને કહે તે તેનું ખરૂં જાણી
સઘળી તકસીર તમારી છે એમ તે માણે;
માંટે એ ખીલો જે હું આલું તે
તમારા દીકરાના ઓરડાના ઊંબરામાં નજ
રી વેલા કોઈ જાણે નહી તેમ ઠોકી બે
સાડજો; કે જેથી તમારી વહુના વસીકર
ણનું જોર નરમ રહે અને પછે તેની ત
મો જેવી ફરીઆદ કરશો તે તમારો દી
કરો ખરી માનશે; પણ તમે તેના ઓર
ડામાં જઇને ફરીઆદ કરશોમાં કાંક તમા
રી વહુએ પોતાના વરનાં પલંગના પગની
નીચે જે વસતુ દાટેલી છે તેથી તેનો જોર
આખા ઘરપર રહેછે. પણ તે ખીલો
ઉંબરામા તમો મારશો તેથી તેનું કરત
ક તે ઓરડામાંહેજ રેહશે, ઓરડાથી બા
હેર એનું કાંઇ પણ વળશે નહી માટે તમે

જે કહ્યો તે તેનાં ઓરડાની બાહારની જગા પર અને કોઇ પાકા માણસના મોહોડાંપર કેહેજો, કેમકે બીજાં માણસે નો વશી કરણને અંતર થાશે એટલે તે સાંભળશે.

હાંસીબાઇ—કેલીબાઇ, ધોલીઆના પાય હેઠે કંઇ દાટેલું એવણુ કેહેય તે કંઇ દાંટતાં મુકતાં તમે નથી જોઈતું મરે !! તે વખતે તો નહી, પણ એટલું થાએઉ તોબી કંઇ નજરેજ નહી પડ્યાઉ !!

ગંગારામ—હા, તે તે એવણુની નજરે પડ્યુ હશે ની ?

કોલીબાઇ—હાબ, મારી શું નજરે પડે આખા આખા દારા ઓરડાનાં બારણા બંનના બંન રાખે તાંહાં હું શું જોતીતી ને હું શું જાણું કે મરતાં મુઇ શું કરવાની ને શું નહી કરવાની છે વાશતે જોવા જાઉ ?

ગંગારામ—પણ તે વરવે તમારી

નજર આગળ કરે તોપી તમે તેનું જો-
ઇજ ન શકો. એતે શું કાંઇ રમત હશે
કે બીજાની નજરે દેખી શકાયે? કાંઇ ત
મારૂં વલે નહી.

હાંસીબાઈ—વીલીઆ તરેનું દા
ટેલું કાંઇ નવરી વખતે કાહાડી લેઇએ?

ગંગારામ—(કોલીબાઇની શાંમે
જોઇને) અરે! તેને તંમે કાંઇ અડશો બ
ડશોગ; ને જો કાંઈ અડશો બડશો તો
હેરાન થાઇ પડશો હો. એતો ઘણુંક દીનું
મજબુત થાઈ પડી ઊંડાંન જર ગાલેશી
છે તે કાંઈ તમારી નજરે આવશે નહી,
પણ તમારી વહુ કોઇ દી પીએર જાએ
તે વેલા મને બોલાવજો હું આવી મં
તરે કરી કાહાડી લેઈ જાઇશ, એનું મને
ઘણું કામછે.

કોલીબાઈ—મહરાં મુઝનું પીએર
કાંહાં બારીગામ ને હીંઆંથી જવાણી કેઈ

મોધુન રાશીકે વાસતે એ લગણ થતાંજ ન જોઇતાંતા.

હાંસીબાઈ—અરે બાવા રાશની નહી જોઇતી ને વાંસની નહી જોયેતો એતો કોઇને પુછાઆ, જોએઆ વગર દોરા દોગા કરી 'ઘાવે ભેંશ ને ધેર મુશ' કરી નાખીદે.

ડોસીબાઈ—હા મર, એવણ કેહેચ તેમજ થાએછે ચ.—'લંકાપાં લાગી ને ધોઆમાં વર.' કાએકે એ મુંહતો એની માએ સાથ ગામમાં ઉતીને એના બાપ સાથે મારા વરને કંઈ ઓરખાણ પીછાણ હોથી તેથી તેવણે રાસ મુરત જોવરાવીઆ વગર કારજ કરી દીધું, ને એ દુકતીનું તો મોહોનું બી મેં નહી જોઈતું કે કેવું છે ને કેવું નહી, તારેતો એ ઘણીજ નાહાયલી ઉતીજ.

મંગારામ—તે શું નાહાનાં નાહાનાં

પરણે તેથી શું એવાંજ હશે કે ? તમે વળી કાંઈ પેલા સુધારાવાળાની વાત લાવયાંચ કે? એવા નહનાં નાહનાં બચ્ચાંનાતો મેં કાંઈ લાભ લગાર જોઈ આલીયાં હશે પણ તે ત મારા ઘરનાં જેવાં હશે કે? એમ નહીં, પણ તે ઘરે સુખીજ થએઆં હશે.

કેસીબાઈ—ખરૂં ખરૂં, પણ પનોતી સાંજે પાયેનીછે ? શુંનાને કે લોરાંને પાયે નાછે તે જરા કેહેવો.

ગંગારાંમ—(અંદેશા ભરેલાં ડોળ થી ઘણો વખત વીચાર કરી) બેરાંમશાનો બારમો શનીશચરછે માટે હરી વરશની શોનાંને પાએની પનોતી છાતીએ બેઠેલી દીશેછે તેનાં છ માશ ગયાછે તથા હવે બે વરશને બે માશ રહેઆછે. જે છ માશ ગએઆછે તે ઘણા ભારી ગઆછે. શરીરથી દુખી, પઇશાની તંગી, ગંન ઉદાશ ને પોતાનાની સાથે વગર કારણે કંકાશ કરાવે.

કોલીબાઈ—હા બા હા, એમજ છવું, રોજ કંકાશ; રોજ કંકાશ આલીગાજ ક રતોતો ને અનાયાની એમજ છે પણ મા ઈ સમજ નહી પરતી કે શું છે. એની પનોતીનો અભાગની બરીચ ને વલી સા થે કમજાતના જનેનાંનું આએ દોજખ માં જવાનું કરેલું માલમ પરી આઉચ.

હાંસીબાઈ—વારં, ઘરે કેવાછે મરે?

ગંગારામ—એ ઘરેજ નરથાછે તા હારેજ પનોતીની બેકી કેની? શાહુનો ઘ ર બેઠેલોછે તે અઢાર માશ શુધી રેહેશે.

કોલીબાઈ—તારે વરી અનુ કેમ કરવું વારં?

ગંગારામ—શાહુનો પાઠ તથા જાપ અને વાંન કરાવો; નહીતો પીપળની પ્રદ ક્ષનાં કરાવો; એટલે શાહુનો જોર કમી રેહેશે.

હાંસીબાઈ—તેતો મઈ તમેજ કં

કોસીબાઈ—(આસતેથી) હાંસીબઈ હવે એને શું આપવનું કેહેછે? એ તો ઘણોજ મોહોટો બુક ભરવા લાગતો હોય તેમ દેખાએચ !!

હાંસીબાઈ—પણ હવે તેનું કરશો કેમ; જે જે હેને કેહુ તે તો આપવા ન જરુર આગર અપરે ઘરમાં જોઇએચ; તારે કાંઇ તે એનું એમજ ઉપાયે વગર રવા દેવાએલું ચાલવાનું છેજ કે? એમનો કાંઈ રવા દેવાતુંબી નથી ને તેનો ઉપાયે કરાવવા વગર ચલાવાતુંબી નથી. વાસતે ધુર નામી કંઇ ચાલીશ પચાશ રુપીઆમાં પતાવશું.

કોસીબાઈ--હા, માયે હા ગલો રાની જણીના ગલોરા પકરાઇગ તે, કાંઇ મુકાએચ, કે કાંઇ પેટમાં ગલાયેચ? મુકી છુટીયેચ તો પેલા સાંકની કાંણી કુખી રહીયેચ, ને જો ઉપાયે કરાએચ

તો વરી એ ભારી ખરચનો બોજો ગસરના નો થાયેઓચ.

હુંસાબાઈ—ભારી બોજો થાવો કે હલકો બોજો થાવો પણ જારે આવી મોહો કાંનનીજ વાત માલમ પરી આવીચ તારે તો મેલો છુટવાને બદલે એ ભારી બોજો બી ગસરવો પરશે. પણ વલી એની પાસે તો 'તુરત દાન ને માહા પુન' જેવું કામ છેજો હો—તમે કંઇ નાંગું સાથે લાગે આંચ કે ?

કોલીબાઈ—સાથે તો હું પચાંસેક રૂપીઆ લઈ આવીચ, ને અમણા માંગે તો એટલાજ આપશું તો એ પતશે.

હુંસીબાઈ—હા, હા, ને અમાણું તો એટલાજ રૂપીઆ આપશું, બાકી રૂપીઆ આપરૂં કામ થશે ને બીજી વખતે આવશુ તારે આપી જઇશું, એમ એને

બી કહેવાનું. તમારો ને મારો બોલ યાદ
વાનો એકજ રાખજો હં.

(ગંગારામ પાછો આવેચ

હાંસીબાઈ— (હસતાં હસતાં) ગંગા
રામ, હવે કંઈ સમજીને રસતો દેખારશો.
કે દુઃખતાંની ઉપર દાહામ દેશો ? તમારી
મેહેનતનું શું બેશશે તે કંઈ ખબર કેશો ?

ગંગારામ—જોવો, બાઇ હમો કંઇ
હીંઆં કોઇનાં દુઃખપર દાહામ દેવા નથી બે
ઠા, પણ કોઇના હાતે જેનું માંથું થીયું હ
શે તેનું કીલીયાણુ થાએ તેવું કરવા બેઠા
છઇએ. કોકનાં દુઃખપર દાહામ જો દીયે
તો પછે અમારા ઘરનાં ઉમરે કોઇ આવે
નહીં. બીજાં લોકો પાસેથી હમેતો ઘણુંએ
કમાઇ છીએ ને કમાઇશું; પણ તમારૂં તો
કાંમ ઘેરવટ સરીખુ જાણીને કહીયે છીએ કે
તમારે જોઇએ એ આલજો, જાવ—પછે કાં
ઇછે. પણ મેં તમને કહેલું તેની યાદછે કે,

પાંસેક રૂપીઆતો બીલા બનાવા ઉપર લા
ગીએ: હું કે—

**હાંસીબાઈ**—હા, પણ એ બીજાનું
ને તમારી મેહેનતનું મલી ચાલીશ રૂપીઆ
આપશુ.

**અંગારાંમ**—તમે ચાલીશ રૂપીઆ આ
પવા કેહેવાચ તેથી હું કાંઇ ના નહી પાડ
તો, પણ એ કામ કાંઇ મારે હાથે કરવું
નથી; પારકે હાથે કરાવી દેવું છે, તે મેં ત
મને પછેથી કહીયું છે; વાસતે પચાશ રૂપી
આ આલજો; એમાં કાંઇ મારુ રેહેશે ઘ
ણી થવાનું નથી; એતો ભગવાનજીના લાક
ત રાંમજીને સારૂં છે વાસત પરબારે પર
બારા તેને આલી દેવા પડશે. પચાશ તે
કાંઈ ઝાઝા કેયા નથી; હવે કંઈ બોલશોમાં, બી
જાં પાસથીતો બશે રૂપીઆ લીજીએ.

**કોલીબાઈ**—અરે, જી, પચાશતો
પચાશ પણ એ કામ તમારે હાથે કરોતો

થીક, હમારો કોઇ બીજાપર ભરોશો નથી.

ગંગારાંમ—તેની કાંઈ તમારે ફીકર કરવી નહી, એનો થપકો મારે સરછે એમ સમજવું. હું પોતેજ એ કાંમ કરી દેત પણ મારી પાસ હાલે અતી ઝાંઝાં કાંમ કરવાનાં પડીયાંછે ને વલી કાલતો મારે થાં ને જાવું પડશે. તીયાં કોઈ ભાઠીઆંણી અને વાંણીઆંણીને તંટો ચાલીઆ કરતો હતો, એવાંમાં વાંણીઆણીને હંમેલ હતા તે છુટી, ને તે શુવાવડીજ મરી ગઇ, જેથી તે હાંકેન થાઇ પેલો ભાઠીઆંણીનાં દીલમાં ભરાઇ તેને આજ છ છ માસ થીઆ હેરાંન કરેછે, તે કાઢવાને તેનાં સગાંઓએ મને બે હજાર રૂપઇઆ આલવાને કીધું છે, વાસ તે તે કાંમ મારે કરવુંછે. બાકી કેટલીક ચોરીઓ થાઈચ તે પકડવાની છે.

હુંસીબાઈ—અમે તો તમારા ભરોશા પર છઇએ; જોઇયે તમારે હાથે કરો

ને જોઇયે પારકા હાથે કરો; પણ વાત ત
મારે માંથે છે.

ગંગારામ--કાંઇ ફીકર માં કરો, આ
જે હું તમને કંઇ આલુધુ તે તમાર
ઘરમાં સવારમાં લુબાંન ધુપાવોછો તેના
જગોયાએ તે આતશાપર મેલી તમારા
હાથે સગલા ઘરમાં ફેરવજો ને પછી
જોજો કે એથીજ કેટલો ફેર જણાયેછે. ૫
નોતીનો જોર તેની જગાપર રાખવા સારૂ
દોરો તરણ ચાર દીવશામાં કરી આલીશ વા
સતે તેના. માંદરીઆનું નાણું પણ આલી
જજો. (અંદરના ઓરડામાં જાઇ તરણ
ચાર જાતની મેલવણી કીધેલી ખુશબોદાર વ
સ્તુની ભુકી લઈ આવી, હાથ મોંહડાં આ
ગલ કરી, ફુક મારતો મારતો ને મનમાંને
મનમાં જોરથી ભણતો ભણતો ઘણે વારે)
કાલોબાઈ લીઓ, જોજો, સંભાલજોહો; મ
હીથી કાંઇ જરાએ માનુ વસતુ પડી ના જા

ચે ને કોઇનાં હાથમાંએ નહી જાયે, નહતો કોઇકનાં હાથમાં જાશે તો તે હેરાન થાઇ પડશે. અને તમારા ઘરમાં કોઇપ માટીડા આગલ અથવા કોઇ ભારતો આ ગલેબી વાત કરશોમાં. જો શંભાલજો બો લશોમાં—હં: ખબરદાર.

હાંસીબાઈ—વારૂ બા, પણ આજે તો એનાણુ પાસેતો પચીશરાજ રૂપીઆછે તે લઓ ને હમણા તમો બે દારા કાંમે જવાના છેઓ ને હમુનેબી કોઇ મરી ગીયુચ તાંહાં બેસવા જવા રોકાવાનુંછે વાસતે ચાર પાંચ દાહારા પછી દોરો માંકરીયું લેવા આવશું તારે બાકીનાં રૂપીઆ તમુને પગે પરીને આપી જઇશું; તમો કંઇ ફીકર ના રાખતા હો મરૂં (કોલીબાઈ સામે જોઇ) કોલીબાઇ એનાનુને રૂપીઆ આપો.

કોલીબાઈ—(આપીને) લેવોજી; બીજા રૂપીઆ હાંસીબાઇએ કહીપુંચ તાહરે કુ

લમાં ઘાલીને આપી જઈશું હો મરૂં, તમે કંઈ બીજાના જેવાં હમુને સગ.જતાંનાં જો.

ગંગારાંમ—(લાંબો હાથ કરીને લમ્બે છે) કાંઇ ફીકર નહીં; પણ તમો ચાર પાંચ દી પછે આવો ત્યારે સાથ લેતાં આવજો હો—બોલાને આલવા પડશે; આજે તો ત ને સમજાવી કહીશ.

કોલીબાઈ—હારે મરૂ જરૂર લાવશ.

ગંગારાંમ—વારૂં તમને કાંઇ તસદી આલુચું તે કરજોની. હીઆં તમારી જાત વાલા કેટલાક ભાયેડાઓ આવેછે તેમાં કા ઇ કાઈ બુટ મોઝાં પેહેડીને આવેછે તથી તે વોને આ ગાડીપર બેસવાની ઘણીજ અરચં ણ પડેછે માટે તમારા ઘરમાં બે ચાર જુની ખુરશીઓ હોયતો તે મોકલાવી આલ જોની. જો તમારા ઘરમાં ના હોયતો કાઇ સુથાર ઓલખીતા હોયતો તેને કેહેજો હું તેને તેનું દામ આલીશ, તમારે કંઇ તેની

ફીકર કરવી નહી. એક ઘડીઆલ વગરમાં બાહેરે જવા આવવા સારૂં વખત જોવા અ ડચણ પડેછે તેતો મેં કોઇ તમારા જેવાં બેહેન આવીયાં હતાં તેમને કીધેલું હતું પ ણ તેઓએ હજુર સુધી મોકલી આપીયું નથી, તેનીતો કાંઇ ફીકર નહી થાઈ રેહેશે, એમતો બીજું ઘંણુંબી જોઇએછે, દેશાથી દાશીએ એક રૂપાંની દાબડીબી મંગાવીછે તે બધું શરવેતે કીઆં કેહતાં ફરીએ, પણ ખુશીતો જરૂર જોઇએછે.

કોલીબાઇ--વારૂ મરૂ, આટલુ મા રૂં કામ થઇ રેહેવા દેઓ પછી હું એ વીશ રશ નહી, માહેરો જીવતો બધો બચાંપરછે તેથી કંઇ હમણા મને સુજ પરતું નથી તમો હમારૂં સારૂં કરશોતો હું તમારો બો લ ભુલી જવરા એવી નથી.

ગંગારાંમ--અરે એનીતો કાંઈ ફીકર નહી એમજ તમે સમજજો; હમારા હાથમાં

કામ આવીયુંછે તે કાંઈ શેવટ લાવીયા વી ના મુકનાર નથી. જાવો ફતેહ કરો અને નીરાંતથી બેશો. એ દાવતો મારા હાથમાં ન કડાઇબી ચુકોછે.

કોસીબાઈ—વારૂં મરૂં રજા માગ એચ.

ગંગારામ—આવીજો, આવીજો; ઘી રબાર તમારૂંજ છે.

હુંસીબાઈ—વારૂં મરૂં જઇએચ. (બને જણ ઉઠીને ચાલેછે તાંહાં) કોસીબાઇ જરબાઇને તાંહા જવા હું તમુને કેહેતીતીના તે સારૂં કાલે તમારે ઘેર આવશું; ને હમણા તમે એખલાં ગારી કરી ઘેર જાવો. હું કોબાઇ કાંણીના કોજી ઘણોજ પેથા—તથા જેવો થઇ રહીયોચ તેને જોવા બેતના ડી જાઉંચ, ને તાંહાંથી પછી માહરે ઘેર જ વશી.

કોસીબાઈ—આજેતો સાથે આએ

આંચ તે સાથે રાથે ગાડીમાં બેસી ચાલો, પછી કોઈ દાર જજો.

હુંસોબાઈ—નહીરે૭, છતી હીંઆં સુધી આવીચ તે જરા પગ મારી દોરતી કે જતી આઉં. ઘણા દાહાગ થયાની ગોઈ ન થા તે ખરાબ લાગશે ને માહરો ૭વ માન તોબો નથી; તમે તમારે સધાવો મરૂં.

કોલીબાઈ--વારૂં તાહરે કાલે જરૂર આવજો. તમારી દુશમનને આએ ધકે લા પછાગ પરેચ તે માફ કરજો હું મરૂ.

હુંસીબાઈ—ઓ, ઓવારૂં રે એમ માફ શાની કરજો. ટપકા ને પેલું પરીકુ સ નતારીનં લેઇ જજો ઓ, પેલીની નજરબ જર પરે નહી. હું જાઉચ.

કાલીબાઈ—આવજો માએ, આવજો માએ.

(બંને જણ છુટાં પડી જાએછે.

—•—

## પ્રકરણ ૪ થું.

—o—

### બેહેરામશાના ઘરની ખરચી.
### પરવારતાંઓની પંચાત, કોલીબાઈને ઘાટ.

ખમનબાઈ, રાંણીબાઈ, ચાંદનબાઈ, કુકીવહુ અને કાંહાંનજી.

[કુકીવહુ મુગી મુગી બેઠીચ, અને બાજાં ટાહેલાં ચલાવેચ તે કાંહાંનજી આવી, ઓટલાના બાંકપર સુતો સુતો સાંભલેચ.

ચાંદનબાઈ—રાંણીબાઈ, તમે કંઇ જાણીઉં કે? પેલા દમનવાલા દાયાભાઈનું ચાર માલનું ઊચું ને કીલા જેવું પોહોરૂં! નવું પેર રાતનાં બરોબર બાર વાગતાં એકાએક પરી ગીયું જો! ને તે વખતે આવાજતો એવો મોટો થાયો હતો, કે હું કેહેવુંચ કે એવો આવાજતો

ખાતી કોપની વખતેબી થાતો નહી હોશે! તમે સાંભરીયું તું કે ?

રાંણીબાઇ--અરે! હારે હા ! મો રેતો આપરું ઘેર ને વગી બધાં મો સાનાંનાં ઘેરેબી હીલીયાંતાં તે શું ! પણ એ રાતનાં બાર વાગતે પરીયું તું નહીં જો, મેં તે વખતે ઘરીઆલ જોયુ તું તો તેમાં બરાબર સવાબાર ને એક મી લીટ ઉપર થએલી હતી. ને વગી એ ઘેર નેતો, પાંચમું કાતરીયું ને છઠી અગા શીબી હતી જો; પણ પાંચમું કાત રીયું તે પાંતરીશ માર જેવું !!! ને છઠી અગાશી તે ચેતાંલીશ માર જેટલી ઉન ચો દેખાતીતી જો ! હા મરે—

ચાંદનબાઇ—ઓ ! હારે ! એવું ઉનચું ને હેવું પોહોરું ઘેરતો આખી દ નીઆમાં કોઇનુંબી નહી હોશે જો ! વગી ઉનચું તો ઊનચું પણ કોલાબાની

દાંડીથી દશ ઘણું ઉનચું; ને પોહોરૂં તો પોહોરૂં પણ પીજપીજાંઉના પારથી વીશ ઘણું પોહોરૂં ઉતું !!!

બમનબાઇ—એ ખરી વાત હોશે, કેમકે થોડા દાહાડા થાએઆ વારાપોરીના જાતરાનું ઘહરાણુ થયુંતું તે એ ઘેરના છાપરાં પાસેજ દેખાતુંતું તેથી બધા મોહોલાંનાં બઇરાંઓ, ખાંડણીઆંના સ ગણ જોવાં ગીયાંતાં તો તે લોકો વાત કરતાં તાં તે મેં સાંભલીઊં, કે એ ઘેર ઊપરથી બધાં શેહેરો નજરે પરેચ અને—

શીરીનબાઇ—અરે! બધાં ! શેહેરો શું જો; તાંહાં જો તમેબી ઊપર ગીયાં હતે તો તમુને તાંહાંથી બધી દુનીઆઓ નજરે પરતે !! અને બીજાં બધા મેરો તો જાણે જમીનમાં દતાઇ ગરક ગીયાં હોએ તેની તેમ જણાંતે !! એટલું બધું એ ઘેર ઉનચું ઉતું !! હું તો જોવા ગે

ઈ તારે જરાવાર અગાશીપર ઉભી રહલાં તો મહને ઉનસાન ને લીધે આંખે અંધારી ને મગજે ફેર આવી ગેઈ; પરી તાંહાં પવન તો એવો જોરથી ઉડી ઉડી ને આવતોતો કે તેથી તેજ પળતે આંગમાં થર થર તાહર બરાઈને લખલખુ અફરી આવું; તવીજ હું તો હેઠે ઉતરી ઘેર આવી, ઓઢી પોઢીને સુઈ ગેઈ, ને પછી—

**ચાંદનબાઈ—જમનબાઈ, અમે ઉ**પરથી જોયું કેનીતો ચોપાટીના દરિઆમાં ઓંબી દેખાતાંતાં! ને શીતર દરિઆમા ને અતર સગરી ગણીતી! વરી દરિઆમાંની પારપર ગીત બેહેલા જનાતાના, ને જો એક વાર જેટલું એ ઘેર ઉનચું હોતે કેનીતો દરિઆમાંની અંદરનાં રવાંનોબી દેખાતે જો!

**રાણીબાઈ—**અરે શું! એક. વાર

શું કો! એક પેહર એટલુંજ જો ઉઘાડ્યું હોતે તો રડવાનો દેખાતે! ગાડીમાં દીવા બળતાતા, તેના આગે જોયો તો! વારૂં, ત્યાંહાં ગુલમોહોરના ઝાડપર ફુલ ફુટતાંતાં તે તમે જોયાંતાં કે?

**અમનભાઈ**—બળા જાણે મારી એટલું ઊનચે પહરે કાણુ ને ઉપર જઈ ને જોય કાણુ, પણ મેં તો ઘરેજ જો યેલું તારે એ ઘેર એવું ગાવાગનું લાગ્યું, એવું સોવાંમનું લાગુ કે જાણે જાણે, નરૂં નરૂં, ભેડેસખાંનું, ને તે જોઈ, ખોદાએ પાસે હેવી દુવા માંગી કે જો મરીએ ને હીઆંજ સાહેબ ઉઠાવેતો નરાં જાણે ભેહેસખાંનાંમાંજ ગીયા!!!

**કાંહાંનજી**—(ઓટલાપર સુતા સુતા) અરે; ભેહેસ્ત ખાંનાંમાં કે ભોંહેસ ખાંનાંમાં જવા માંગે?

**અમનભાઈ**—(અચરત થાઈ) અરે! વરી એ કોણ મુવો!

ચાંદનબાઈ—(હસીને) અરે, એ તો પાસેનો કાંહાંનજીછે કાંહાંનજી.

બમનબાઇ—મુવા ઓટલા ઉપર પરીયો પરીયોજ, તારી ડોસીને ભેંસખાં નામાં મોકલેચ કે? તું ગાંમ, જાને પછી તેને મોકલાવ. તું તો હુંઇછે તો તાંહાં તેની ખાંધ કોણ મારશે?

રાંણીબાઈ—અરે, કાંહાંનજી મુવા આવ, હુંઇ આવ.

[ઓટલાપરથી કાંહાંનજી આવેચ

કાંહુંનજી—(બમનબાઇને) અરે. નાની બેહેન, તું કાંઈ ગુહુસો બુહુસો ના કરતી હો; એતો માહરા ગાંમમે કેના એક ગંગલો કરી ગવલી છે તેહની હવા લાગ્ય બેહેંછે; અને તેને હારૂં તેણે હવા સો મારનું એક ઘેર બાંધેલુ, વે પર હાત મારનું કાતરીઉ ક્રીધેલુ ને ત પર હતર મારની અગાશી બાંધેલી, વગ્રી

તેને માંથે એક કોહાનું પોરૂં છાપરૂં લાએલું; તે જો જોયઉ હોએ, જોઈઉ હોએતો એવું લાગે, એવું લાગે, કે જાંણે નરૂં, જાંણે નરૂં બેહખાંનું, પણ અમારા ગાંમના લોકો તેને મેંહેખાં નું કરીને બોલએ ને તે પરથી હું હ મજીઓ કે તમે લોકો તેહેની વાત કરતાં હોઓ વાહાસતે હું બોલેલો કે બમનબાઈ ને આ હરવે બેહેખાંનાંમાં કે મેંહે ખાનામાં જવા માંગે?

રાંણીબાઈ—અરે, મુવા, અમેતો પેલાં દમનવાલા ડાહ્યાભાઇનું ઘેર ગરી ગીયું તેની વાત કરાએચ. તાંહાંવરી—

બમનબાઈ—અરે મુવા કંઇ તારા બાપેની સવાસો મારનું ઘેર જોયુંતું? જા, જા—મુવા જા—

કાંહાંનજી—તારે ઉં, હું કંઈ ખોટું બોલેલો કે? વારૂં તઇએ તમે

ચારમાર, પાંચમું કાતરીયું ને છઠી હગા
હી ઊંતી તે ઉપરથી, બધો દુનીઆંઓ
ને દખમા ને ગીલી હઉએ દુરથી કેમ જો
એલાં ? ને હગરીમાં દીવો કાધેલો તે હ
ઊએ કેમ નજરે પરેલું, હેં—

ચાંદનબાઈ—ધુર તારે મોને. તેં દારૂ
ફેરી જઇને જોયું હોતેતો તું ને મુવાને
કંઇ નજરે પરતેકેની.

રાંણીબાઇ—અરે ! મુવો એ જો
તો જો સમજતો; તમે કોણના સાથ મા
થું દુખવોચ, મુવો 'ગામરીયો બોચ, મં
ગાવીએ ખુરસી ને લાવે કોચ, તેવો તે
તે વરી એ શું સમજતોતો.

કાંહાંનજી—હં હં, જો, હેરીતો જો,
હેરી ! ! !

બમનબાઈ—હા, હા, અમેતો શે
હેરી, અજબત શેહેરી.

કાંહાંનજી—હા, હેરી, હં દાહની,
હેરી-પુત્રે છું.

(પાછો ઓટલાપર જઇ બાંકપર સુવેછે.

બમનબાઈ—બેસની મુવા, જાએમ કાહાં; વરી કંઇ જુઠી સાચી હાંકની ?

શંણીબાઇ—અરે, મુવા એ જવા દે વોની. પણ એ ઘેર કેમ પરી ગીયું ? મેંતો સાંભલીઉ કે ઊચુ ધાણું તેથી પવણના જોરે પેહેલાં બધાં છાપરાં પરનાં નરીઆં ખખરી ખખરીને આશમાન ઉપર ગીયાં ને પછી બારીઓના કાચો ભાંગી અંદર પવણ ભરાયો તેથી ઘેર ઊખરઇ ગીયું. વરી કેજે—

ચાંદનબાઈ—અરે નહીરે માએ, એ ઘેર બાંધવા કોઇના માથાપર આપીયું કેની, તે મુવાઓએ દગોકરી લાકરું બધું શરેલું લીધું, ને તેમાં ઊધાઇ પાકી, બારવટીઆ કોરરી ખાંધાં, ને ચુંના રેતાને ઠેકાંણે બધુ મટોર વાપરેલું તેથી ચોમાશાંનું પાણી પચી પચી ને ઘેર ફશકાઇ પરીઊ, આએ એમ થાઇયું—ને—

બમનબાઈ—અરે ! નહીરે નહી, આવું ભારી ડુંગર જેવું ઘેર જેને પીસ ટાલથી મારીયું હોએ તોભી પરે નહી, ને તોપથી ઉડારીયું હોએતો કદી ઉડે નહી તે ઘેર વરી પવણથી પરે કેમ જો ? જોવોની હમારે તાંહાં ભીખાદાર બેંશાંગીઓ ભણવા આવેચ, તે કેહેતો તો, કેજે એ ઘેરની જગાપર અસલ તો મોટો તલાવ હુતો ને તેમાં બેંસાસુર ઊતી, તેથી જારે એ તલાવ પુરી ઘેરનો પાયો નાખીયો, તારેજ તેને તરણ ચાર વાર ઉખલાવી નાંખીઉં, તોભી એ લોકો કંઈ સમજ્યાં નહી ને મેહેલ જેવું મોટું ઘેરજ બાંધી નાંખીયું, પછી આએ—

શંણીબાઇ—હાસતો પેહેલાં તો એ જગાપર તલાવજ હુતોતો; પણ એવું બનવાનું ને વરી ચાંદનબાઇ કેહેચ તેમ

છોકરાં સુના વારાની સાથે સુવા નથીય! વારા કુમારે ને કાચવારા ઓરાઓથી દ ગો કીધેલો દેખું; કુમાર સુતો મટોરીમાં છતાં ભેગી કાચાં પાકાં હલકાં વા જેવાં ન લીયાં કરી લઈ આપો ને ઓરો સુવો લાંબીને ઠેકાણે સરેલા ધણીની લાઈ બ નાવી શોભાઈતાં ફુગારેલા કાચો જરી ગી યો, તે પવણે ભાગી ગીયા તેથી ઘેર ઊ ગારૂં પરીને પવન ભરાઇ ગીઓ. ! ! !

[કાંહાનજી ઓટલાપરથી આવેચ.

કાંહુંનજી—(સદરો ઊંચકી; પેટ પસવારતો પસવારતો) હુંગરાના હાએબ, હુંગરાંનાં, અજારો આજાર હુંગરાંના. આ હીઆલાનો પવણ તો એવો હીતલ ફુકે કે મૌણહના મોહોડાંને દુઃખ કે દરદ કંઈયે થાએ નહી તેથી જીએ કરી, વાહા પવણ બોલ, વી, હંધાં ઘેરોના ઘેરો ઉડારી નાખેતો!! તેમાં વલી એકતો ભીખાદારની મીંહેંહાહુર

ને લાવેલી (બંધા હશેચ તેથી) હં હં-

બમનબાઇ—વરી, મુવાના પેટમાં એનાં ગાંમનો વા ઊભરઇ આઓચ. હં; તારી બાઇ બપાઇનું સીનું સરે, સધાવ

કાંહાનજી—મારી બપાઇ નેતો બે હે, તેતો ગુજરીબી. ગએલી ને બાઇતો બીચારી અમણા કોચપેર પરી પરી ધ ણીનેજી માંગી ઊગે કાહારતી ઓહો પણ આ વાતે તમને કઊનો લાગેલ. કે પાહેરનું પાંનહેર ને પાંનહેરનું પાંચ બાંડી કરી લાઓ; હેં પેલા મીયાં હંઈ બાર કોહોનો માદવો બાંધો તે કંઈ નદી નાલું નરતુંએ નઊ કે?

રાંણીબાઈ—તું હવે હંઇથી ઊતાવ રો પાછો થા.

કાંહાનજી—લે બા ચાએલા—

[ઓટલાપર જાએચ.

ચાંદનબાઇ—હેં એ અપાબાઇતો

અસલ દમનના રેહેવાશી હોશે; કેમકે તાંહાં સીવાએ એવણુની પાસે એટલી બ ધી દૌલત હોએ નહી.

બમનબાઈ—નહી રે દમનમાં શું ધુર બરીચકે, મારાં મકાઈ મમાઇ કેતા તાં કે દાયાભાઈના બાપ દાજી પટેલ અ સલ ડઇસરના રેહેવાશી; અને તેવણુ મં મભઈ આવી બાલાબીછના બાલનો ને બે શાશુરના સીગડાંનો વેલાત બાતે વેપાર ક રવા લાગા તેમાં લખો ને કરોરો રૂપીઆ કમાયા !!! પણુ થોરા વરશ પછી કંઇ ધણી ખોટ ગેઇ ને નાણું ખુટી ગીયાં તે થી માગનારાઓથી બીહીને દાયાભાઇ ઘ ણા નાહાલા ઉતા તે તેવણુને લઇ દાજી પટે લ દમન નાશી ગીયા તાયારથી તેવંણુ તાંહાં નાજ રેહેવાશી થાઇ પરીઆહતા પણુ—

આંદનબાઈ—હા, હા, હવે સમજણુ પરી, કંઇ થોરૂં ઘણું નાણું પાસે રા

બીઉ હોશે, તે દાયાભાઇ મોટા થયાથી તેવણને દાજી પટેલે આપી દમનથી મંમ ભાઈ પાછા વેપાર કરવા મોકલેલા, તેમાં કંઇ વરી પાછુ નવું જુનુ થાઇ ગીયુચ. આજે દાયાભાઇ પાસેબી જુવોતો કંઇ કરોરોના કરોરો રુપીઆ મળે જો!

શંણીબાઇ—એ દાયાભાઈ દાજી પટેલનો સઉથી નાહલો છોકરો કેવાય ને બીજા છોકરાઓને નહી ને સઘલું નાણું એવણનેજ કેમ આપી દીધું વારૂં? કંઇ એવણ ઊપર દાજી પટેલનું હેત ઘણું ઉતું કે શું?

બમનબાઈ—(અચરત થાઇને) અરે! હેતની વાતતો પુછોજ ના! એવણ પરનાં હેતની સાંભલેલી બધીવાત જો હું કરૂતો કેહેશો જે આએ શું! કેજે ડાભાઇ નાધલા ઉતા તારે તેવણને સારૂ ...ાં કેટલાં નાણા ખરચી છેક વલાતની

.લીગમથી રૂપાંના પાયાનો શુનાના ઝુલ નું પારણું ગાયે મોટી મેનતને મોટી મુશી બતે મંગાવીયુતું; વરી કેજે તે ઉપરતો હાથી હાથી જેતા બધે મોર બેસારેલા ઉતા તેને વરેતો કેજે કોણ જાણે શાણુ ઉતા ને શાણા નહી, તે કોઈથી પરખ્યાંતાં પરખ્યા યાતાબ્બી નહી; ને તે મોરો સંચાની કલ એકવાર દાબતાંતો આબો આબો દારો પારણાને એક છેરેથી બીજે છેર ઊંડીયાના ઊંડીયાજ કરતાતા! તેમજ પારણાનો ઝુલોબ્બા કલ દાબ્બીયાથી રાત દારો પવનની કાણી હીલીઆ કરતોતો. વરી–

[એટલાંમાં કાંહાંનજી આવેચ.

કાંહાંનજી—પણ તે મોરોની તગને કંઈ ખબરકે? તેનેતો મારે ગામના ગીલા આવેલાં તે તઈ ઊચકી લઈ ગેયલાજો!! એ મારૂજો નહી ગાનો તો શભાં ભરચો ને જાઈને પુછી જોજો.

ચાંદનબાઈ—હા, હા, વરી મુઓ તાર લેતો આયોચ, હં—અરે મુવા શભાં ભરચીની પાચેતો તારી માએ ઊતાવરી જાશે.

કાંહુાંનજી—મારી માતો દુર દેહ બેઠેલી તે તાંહાં હાંભલેખી નહી ને તારી ગાર તેને તાંહાં પોચેખી નહી, પણ ઉં કેઉ તેતો તને ઉતાવલી પોંહોંચહે ને લાગહે·

ચાંદનબાઈ—મુવા એમ નાહી પોહોચશે તો આગની ગાડીમાં મોકલાવશુ; નાહીતો તાર કરશુ તો તે ઉતાવરી જાઈ પોહોચી તેના તોટાને વરગશે.

કાંહુાંનજી—જે મારી માને કેહે, તે ને મારા ગામની હુનાલાની હીતલાદેવી ને ચોમાહાંની તાપી માતા બહડી લેઈ જાહે. મારૂં કેવાનું ભારી પથરા જેવુંછે તે હઉને ભારી લાખે.

ચાંદનબાઇ ) ઓવારૂં ; ઓવારૂં ;
રાંણીબાઈ } હમારાં બધાં પરથી
બમનબાઈ ) ઓવારૂં ; મુવા તારા
કરતાં હમારી ગાર એકેક અધમન અધ
મનની બારી કે તેથી તારૂં પેટની ફાટશે.

કાંહાનજી—અરે, તમારી ગારે પેટ ફાટતાં ઘણો વાર લાગે, પણ મારૂં બોલેલું તો કદી કોઇને વલગીયા વીગર રે રીયે નહી. ભુત મુકે, ડાકેન મુકે પણ હું કદી કોઇને મુકુ નહી, અને જો કંઈજ નહી કરૂં તોપે રાતનાં તેહેને હપણામાં જાઇને બીહીવરાઉએ ખરો.

ચાંદનબાઈ—તારૂં બધું તુને, હમારી પરથી ઓવારીઉં. મુવા જો હમુને કેહેશે તો તુને સાત સાત ગોદરાં ને સતર સતર સુજનીની તાપઓંબાર આવશે.

[શરવે હશેચ.

કાહાનજી—( કુરીનકુ દલગીર જેવી થાઈ, મુગી મુગી બેઠલી કે તે તેની

સાંપે જોઇ) કેમ પોરી આં હરવે જણાયો હપણામાંની હપણામાં ઘેરાનાં ઘેરા તોરી પારે, ને લાખો ને કરોરોની વાતો કરે તે તારે બેઠાં બેઠાં મુગે મોહોડે જોએઆજ કરવું કે? વરી આજ દલગીરી કેમ લાગે લા? હું કાંઇ હાડુનાં જીવને ઠીક નહી કે વારૂં?

ચાંદનબાઇ—(હશીને) અરે કાંહાં નજી, એકબી બોલ બોલવાનો સાસુનો હોકમ નથી. જો હેઠે આવે ને એક બોલ બોલેતો દશ રૂપીઆ દંન, ને નહીતો બાર દજન બાંધી માર—

રાંણીબાઈ— પણ આજતો કેઠાં સવારનાં કોઇ સહી સાથે સધાવીયાંચ જો કુકીવહુ, એવાનુ વરી કાંહાં કહરાંયાંચ?

કુકીવહુ—મમાઇનાં મલેશરના મોહોલેદારનું કોઇ ગુજરીપુંચ તાંહાં એડા યાવાલાનાં હાંસીબાઇ સાથે બેસવા વરીયાંચ

શાણીબાઇ—હા, વરી ભાગલો બાગલો આવશે તો મોહોનું સમારવા કાંમે લાગશે, પણ એવણનાં નહીનાના તીશો દારા એવાજ જશે કે ?

ચાંદનબાઇ-હા કેહેવતછે કેની કે—
વારવેલ સોધે વારી, ને પરભાતો પુછે કુવો;
મશાંનીઓ ઉઠી ગલેશકામાં, જુવે કોણ મુવો.

કુકીવહુ—પણ હવેનો એવણ હમણાં આવતાંજ હોશે જો.

બમનબાઈ—અરે તારેતો જવાં દેઓની, એતો કેજે કાદવનો કુવો ને ખોદી ખોદી કાદવ જુવો, એમાં તમારૂં શું વલે ?

શાણીબાઈ—કાહાનજી, કંઇ ઉપાય બતાવની કે રોજની ખટપટ પટી જતી રહે, હમેતો કુકીવહુને કહીયેચ કે કોઇ દારે સારી પડે દુધની ચાહેમાં ચુનો ભેરીને પાઇ દે કે પેટમાં તાહરક પરી થંડાં થઇ જાયે.

કાહાનજી—અરે, હું કરવા એમ કરેરે, ચુનાએતો કાંઈ વલે નહી એકુ દારે પરોધીએ ઉઠી, ચુલામાં હતકન પાણી, અરધું લાકડું બરે પછી રાંધણામાં દોહી ઉંગે તે ખાટલાની હેઠે મેલી દઈ ઓરડામાંથી બાર નીકલી, હાંકર ચરાવી દે, ને પેલાંથી બારીઓ બન કરી લાખજે એટલે માંઇ ગુગરાઇ ગુંગરાઇને નીકાલ આવી રેહે.

(સરવે હસી, કુકીવહુને તેમ કરવાની ભલામન કરેચ.

કુકીવહુ—ને પછી ફાંસી જવા કોણને મોકલશે ? તારી માએ મમાઇને મોકલશે કે તું જશે ?

ચાંદનબાઇ—અરે પુછે તારે કાહાનજીનું નામ દીધું, ને કેવું કે મને એને શીખવીયું.

કાંહાનજી—આએ વચેથી કાહર કાઢી લાખવા માંગુ તારે મારૂં નામ લેએ કે ? એ મારૂં નામ લેહો તો ઊં તમારા હનધાનું નામ લેવા હં. હં ઉં મરૂં તારે કઇ તમો હંધાં બચાં જવાના કે ?

રાણીબાઈ ⎫ (હસીને) અરે તું
ચાંદનબાઈ ⎬ મરે રે મુવા, સાથે
બમનબાઈ ⎭ બધાંનો ઘાન કારવા
માંગેચ્કે ?

કાંહાંનજી—તારે મારું હું કરવા નામ દેઅરે વારું ? પુછે તો કેતાં નહી આવરે કે સુવામાં હતકન પારેલું તે મ હથી ચનગારી ઉડેલી ને ગોદરું પાટી હલગી ઉઠેલું, ને હુતો જાણું ઓરડામાં કોઈ જાએ નહી કરી હાંકર ડઈ એઠલ કચરો વારવા ગેએલી, આએ એમ બોલવું ને કેવું એમાં હાંની ધાહાતી કે એ મારું નામ લેએ.

રાણીબાઈ—અરે નહી, નહી, બરાબર છે બરોબર.

બમનબાઈ—પણ એવણતો આ ઓગ્યાં જો. આએ સાંમે, પેલા દેખાએચ.

શરવે જન—આએ શું હા. આવાં હવેતો બધાં નાહાસો જો.

[શરવેજન જતાં રેહેચ.

—o—

# ભાગ ૪ થો

## પ્રકરણ ૧ લું.

## બેહેરામશાનું ઘર, નેબરીપરાર.

કોલીબાઈ અને કુકી વહુ.

કોલીબાઈ—(સહવારનાં પોહોરમાં ઊઠી, કુકી વહુને જોઈ બબરેચ) મરે રે, માહરાં નશીબ ફુટેલાં તે કોઈ તો એમજ કુવામાં પરે, પણ હું તો વરી દેખતી આંખે હાથમાં દીવો પકડી કુવામાં પરી તો; મારને તાંહાં મુઓ સાંફ પરાણો આયોચતો. બાપના મુવા બાહારનાં સેતાંન સુતા, તારે ઘેરની ધણીઆરી ઝેરી થાઈ જાગી ઉઠીચ. હું આજથી સાફ કેહેવુંચ કે હવેથી કોઈ માહરા વાસણ કુસણ ને હાથ, આંગ લ

ગારે નહી; માહરા ઓરડામાં કોઈ લુગા ન પાણી કરે નહી. હું કોઈનાં હાથનું રાંધેલું લેવા આવાની નથી. (પોતે કમ રો વાળી, ગંગારામ જોશીએ આપેલી ભુકી બાલવાની તઈઆરી કરેછે.)

કુકીવહુ—હા, તગીજે દાહાડે, કંકાશ જગાડી દીકરાને નસાડીયોચ તેતો હજુર ઘરમાં મલે નહી, ને વળી આજે આમદાદે સાસુએ સુનાના સુરજના સગન દેખાડીઆચ તે કોણ જાણે કેવા કામના નીવડવાનાછે.

કોલીબાઈ—'લડકની લાડી કરતાં ઘોરમાં ચાદરની સારી' તેમ જાંણી ઘેરમાં થી ધની નાહડો તેને હું શું કરૂં ?

કુકીવહુ—વહડકનું ને લડકનું હોય તે વહડકનાની ને લડકનાની વાત જાંણે,

[કુકીવહુ ઓરડામાંથી બાહેર જાયેછે.

[હાંસીબાઈ આવેછે તેને જોઈ.

કોલીબાઈ—તમારા કાનમાં કંઈ અવાજ આવ્યો કે? એ બોલતી ખબરતી ગેઈ તે સાંભળ્યું કે?

હાંસીબાઈ—બોલવા દેઓ ને બખરવો દેઓ, એ જે 'ઘણું થાએચ તે થોંડાને કાજે'

કોલીબાઈ—(હાથમાં ધુપદાની લઈ, ગંગારામની ભુકી આતશપર મેલેછે અને તેનો વાસ નીકલેછે તેથી અચરત થાઇ) હાંસીબાઈ શું? । ખુશબોઈના પમરાતથી આખુ ઘેર મગમગ માચી રેહેવું અને, એ ગંગારામના મંતરના જોરે હોશે જો!!

હાંસીબાઇ—હારે હા, તે હું કાંહાં નથી જાણતી જો.

કોલીબાઈ—હવે તમે શું જરબાઈને ઘેર જવા કેહેવાચ કે?

હાંસીબાઇ—હા, વકો સારી પેહે

રો; તાંહાંથી પછી સઘારે મારે ઘેર જ
વું છ. મારી હેડેવાળી હીરાં કેહેતીતી કે
પેલાં મશાંગીનાં મીઠાંબાઈ તમુને રોજ
રોજ પુછી જયા કરેછ, તેથી જરા આ
જે તેવણુનેબી હું મળું.

કોલીબાઈ—ભલે, ચાલો ત્યારે તો
પગ ઉચકીને જઇ આવીએ.

[બંને જાએછ.

—o—

## પ્રકરણ બીજું.

### જરબાઇનું ઘેર ને ઝગડામાં વધુ ઝેર.

---

જરબાઇ, હાંસીબાઇ કોલીબાઇને બેરામશા.

[હાંસીબાઇ તથા કોલીબાઇને આવતાં જોઇને.

જરબાઈ—આવો માએ; આવો હાંસી બાઇ. આજે તમે કાંહાંથી ભુલાં પડીઆં જે હંઇ આયાં.

હાંસીબાઈ—જી, તમારા બાઈને ચેરની વીવાના વધાઇ લઈને આવીચ.

જરબાઈ—હા, તે તો હું તમુને માયની સાથે આવતાં જોઇનેજ સમજી ગઈ કે વલી પેલી પલીતની પેદા પરેલીની કંઇ ખુશીની ખબર લેઇને આયાં હોશો.

હાંસીબાઈ—તેજતો વરી, બાજી શું ખબર હોશે, કેજે ન બોલીએ તો નવ ગુણ થાશે, તેમ નહીજ બોલીએ તો શારૂં પણ હવે તો તેને છેકજ ગાંથિનો છેરા ગાંડે નાખ્યોચ તે બોલીઆ વગર કેમ ચાલે ને કેમ જોવાય. (કોલીબાઈને જોઇ) દોરા ફુટી એવણનેતો જોઈ દોરે દેખી શકતીજ નહીંની.

જરબાઇ—હો, હું જાણુંચ એ દેવની દેવી ડાશાંને શપે ખાવા નહી દેવાની.

હાંસીબાઈ—અરે !! શએ શું આવા દેવજો. એવાગુની દુશમનનો તો જોપેચ તાંહાંથી ખાગી ખાગીને પાન પો પરોજ કાહારી નાખવા માંગેચ તે. એવ ણ એક બોલ બોલે, તેટલાંતો તે જાણે જાણે આસમાનપર ઉડીજ જાએચની–ને

જરબાઈ—(દલગીરીથી) હાંસીબાઇ હું શું કેઉં, એ મુવાં ગામડીઆની જાત સાથે કારજ કરવા સારૂં તો સઉ કોઈ નાજ કેહેતું તું; અને એ લોકોનું નામ સાંભલીને મારાં માએનીની મરજી નહી જ હતી; પણ માહરા બાપનો સખુંન રાખવા જતાં મારાં માએને 'ધરમ કરતાં ધાર નરીચ' (પગ જમીનપર ઘસીને) એ મુંઈના મહીરાંનું કોઈ હોય તેને ધાર નરે તે.

હાંસીબાઈ—અરે હારે, એ ગામડીઆએનું નામ સાંભલ્યુંતું તેવુંજ

મ'ળી ના કેળવગાવીયું તું પણ ઍહેસ
તી તમારા બાપનું કહેલું કરતાં કેજે
'નીમાજ કરે તેને મશીદ ગળે પરે' તેમ ત
મારી માયની દુશમનને થાયુંચ.

જરબાઇ—(ગુશાથી) માએને થાયું
ચ ને વરી બાઇને તે શું નથી થાયું.
કોઇ બઇયા આઇ માહરા ભાભરભુજા
બાઇનેબી ભુગન વરગીચ તો ખરી. પણ
દ્હાતની જણી દાકણ 'રોજ રોજ મરે
તેને કાંહાં સુધી રડે,' ? કેહવો માએ—

હાંસીબાઈ—તે તો ખરૂં, તારે
શું તેને એવાને એવીજ રેહેવા દેશો કે?
તમે તો તમારા ઘેરનાં ધરીઆણી થયા
તે હીઆંજ રહીયાં અને તે જી ભરાયો સે
જીને સારૂં આપો આપો દહારો બાહ
રનો બાહર ફરતો ફરે; ને વરી સાંજ પરે
તારે ઘેરનાં કંટાલાથી કે જે 'નકટીનો
વર નીતનો જોગી' તેમ વારીએ શીધારે,

ને એવાણુ ઘેરમાં એખલાં તેમો દોર ખમી શ્યા કરે કે ? ના એમ ના કરો, બેરામ શાને તમે તેરાવો ને બે વાત સમજાવીને કહો. તમે વરાં બેનનું તો તેણુ સાંભ રશે, બાકી જો તેને એમની એમજ રાખ શો તો આગલ જતાં ઘણું ભાગી પરવાં નું ને પછી ' ભાંગી હાંલી ચુલે ચહરાવ વા જાઓ તો તે કંઇ ચુલે ચહરે નહી, ને એ ખારા પાણીએ વાલ ચરેગા નહી'—હા—

જરબાઈ—પણ જારે બેરામશા ઘ રમાં હોએ ને તે કંઇ બોલે તારે એણુવ જ કાંએ નથી મોહોટે સાદે બોલીને ખ ખરાવી નાખતાં વારૂં ?

હાંસીબાઈ—(અચરત જેવાં થાઇ) જોવો હવે કોઈ કોટક; જરબાઈ, તમે એમ કહેવાચ પણ એ બેંશાશુની જ ણી ભુકારી બેંશના જેવા પોકાર એવા મુકેચ કે એવણુ બીહીને બોકરાં જેવાં થા ઇ તેનું મોહોડું જોતાં જોતાં ઉભાંજ રેહી જાએચ. એવાણુથી તો કોઇ માંદુ મરગુંબી સારૂં હોશે. તારે વારૂં 'ઉકના રોગને સોપનો દાહમ' ચાલે ? અરે પણ

તેમખી થાયેલું મેં નજરે નજર જોયું તો તેતો જી ભગયાએ ઉલટો એવણુનેજ ઠપકો આપીઓ, ને તેનેતો નાદાનમાં ખપાવી બાહેર સધાવતો રહેયો.

જરબાઇ—હા, તારે વારૂં હું એ વણુને કેહુંચ કે એ 'માંડું મરેગા નહી ને માંચરો ખાલી થાયગા નહી' વાસતે તમે તાંહાં ના જાવો, ને હીઆં માગજ ધરમાં રેહો તો એવણુ્ની સમજતા નહી (બેરામશા શાંયેથી આવેચ તેવણુને જોઇ) એ સાંમથી કોણ આવેચ વારૂં? જોવો ની હાંસીબાઇ?

હાંસીબાઈ—આ એતો બેરામશાજ કેઠા આવતા દેખું, હવે થાક થાઇઉ, કંઇ બે વાત સમજાવીને કહીજીએ.

જરબાઈ—હા, એતો તેવણુજ છે.

હાંસાબાઈ—(બેરાંમશા શાંમે જોઇ) આવો મરૂં બેગ્રમશા આજે બહેનને મળવા આયાચ કે?

જરબાઈ—(ધીમે સાદે) બેશો બાઇ બેશો.

બેરામશા—(ગુશામાં) કેમ, હાંસી

બાઈ, આજે શું કામ ઊનું જે માએ સાથે તમેની હાંઆં આયાં. [બેસેછે.

હાંસીબાઈ—નહીરે બા કામ શું હોય હું તો જરા, જરબાઈએ તેણીતી તેથી અમસથાજ આવીચ ને માયતો આ વેલાંજ હતાં.

બેરામશા—(ગુસામાં) હં, માએ આવેલાંજ છે.

હાંસીબાઈ—કેમ, કંઈ એવનપર એટલાબધા ગુશે દેખાઓચ ? આજ કાલની આવેલા નાદાંનનું કેહેલું ખરૂં માંની, ઘરડાં મા બાપપર આવું મન નહી રાખીયે. જાણનારી તે જીવ આપવાની ને પરણનારી તે પોક મુકવાની; સમજીઆ?

બેરામશા—નાદાનકે એવું તો જાણોચ ખરાં તારે તેની તકસીરને સારૂં દરરોજ મારામારી કરી મોહોલાના લોકોને, ને પરોસીઓને પોતાની ફજેતી દેખાડવી તે કરતાંને જેમ બને તેમ સમજાવીને કેહેતાં હોયે તો સારૂં કેની. જો કંઈ કાંમ પરાઉ ને તેણી ને તેને નહી સાંભલીઉ, નં તેથા તે નહી આવાતો તેને

કેહેશે કે તારો બેહેરામ બાપ બેહેરો થા
ગો તો કે સાંભલાતુ નહી? તારો ભીખુ
ભાઈ ભસતે જતો તો તાંહાં તું નેની જવું ઉ
તું કે? તારો કુમલો ઊંડા કુવામાં પરતે
તો તાંહાં તું બી જવાની કે? એવા નજીવી ન
જીવી બાબદો પરથી તેને ગાલો દપે તેથી
તે સાંપે થાઇને પાછી ગાલો દેચ તો તે
માં, તમારો વરાં માણસનો મહવાજો ન
હી જણવાયેલો જણાયતો પછી તેમાં શું
નવાઈ. તેનાં વાંહાલાં ને તે સાથે વરી
મુવાં મા બાપને તમો કેહો ને તે તમુને
પાછું કેહેતો તેમાં તેની તકસીર કેટલી?
આંમણા કોઈ આવીને મારા માયેને
કેહે કે તારો દીકરો મરે, તો એવણના
દીલમાં કેટલું લાગશે ને કેવા ગુશાથી તે
એને વણ પાછી હજારો હજાર ગાલો દે
વા પરશે તેતો તમે જાણુતાં હોશો.

હાંસીબાઈ—ભાઇ—એતો વાત ત
મે બોલતાજ નાં કે એ નહી સાંભલતી
હોશે ને તેથી એ નહી આવતી હોશે, ને તે
જ સારૂં એવણ એટલી બધી ગાર દેતાં હો
શે પણ હું આમણાને અમણા ચાર પાંચ

વખત તમારાં ઘરમાં આવી, કલાકનાં કલાક બેઠી હો તેટલા વખતમાં એ પાઘરી રાંધણીમાં પગ ઘાલી કામ કરતી દેખાઇ નથી ને મેં જોયું તો હજાર ફેરા આવી ને લાખ ફેરા હું ગેહલી તેટલા વખતમાંના વધા કંઇ બેંકરો ચાર મરઘ ને લખતાર ચાર દેહા ગેઇ એના એવો એનો દોર, એવણ બીચારાં બાકનાં જવાં ખમેચ.

જરબાઇ—અરે હાંસબાઇ, લગ્નાની ને વરવાની વાતનો તમે બોલતાં જના, તે તો એને મોહોડે ઘુર મોહોરં છાંતી, એનું મગજ ખીશી ગીયુંચ એમ જાણીને માથે લેઈ ચલાવેચ, પણ ઘેરના ઓરડામાં પગ થોભાવીને રેહતીજ નથી ને જાએચ જાગેચ ને હુકે જાગેચ, જાએચ જાયેચને હુકે જાએચ, તેનો કીપે દહાડે ફેરો આવશે. કોઇ જો, હુકે વાશી ભારતનાઓને તાંહા આવીને વાતચીત કરશે તો એના તાંહાં જઈને કલાકના કલાક સુધી શાંભલશે, કંઇ જો રસતામાં ગરબર થાઈ તો એ બાવગુ પોહોર બાકી

મે પછી થાંમલાંની ગીસાલ ઉભી ઉભી જોયા કરશે, ને હાક ગારાયે તો શહવાર ની સાંહાંજ પડી જાયે તોળા તાંહાંથી જ રા ખસશે નહી (હાંસીબાઈ સાંમે જોઇ) તે તમોબી જાંણતાં હોશો મયે—

હાંસીબાઇ—અરે! હારેહા, એવું તો કંઇ મેં સેંકડો વાર જોઇઉ હોશે.

જરબાઈ—વલી એક વખત હું ગ હતી, તારે માએ સાથે કંઇ બોલા ચાલી થાઇ તેથી બટો લઇને તપેલાજ ભાંજી નાંખીતી.

કોલીબાઈ—તેતો તપેલાને ગોબો પ ડીયોતો તેથી તે સમારતાતી, પણ જોરથી બ ટાનો ઘા મારીને તપેલા ભાંજી નાંખી:—

હાંસીબાઈ—અરે! એતો જાંણી જોઈને ભાંજી હોશરે; બાકી તપેલી ભાગે કેમ? તમારા ઘેરનાં વાસનતો મેં પથરા પથરા જેવાં ભારી જોયલાં છે.

કોલીબાઈ—ભારી તે કંઇ જેવાં તેવાં ભારી કે!! એકેકી તપેલાજ પાંચ પાંચ શેરની ભારી ભારી ઉતાઓ, પણ માયે ચુલાપર ચહરાવીને જાયે ને કલાક

નાં ફસાક થાયે, તોબી તાંહાં પાછી જ ઇને જોયે નહી, કોઇ વખતે કોઇ બાર તનીજ બુમ મારે કે કોઇનાં ઘેરમાં કંઇ રાંધેલું બરેઅ, તારેજ આગલ આવીને જોયે, નહીતો આપરે કહ્યું હોયતો સાંભલેબી નહી ને જોયેબી નહી જારે એમ વાંશનો ચુનાગી ઉપરનાં ઉપર બરીયા કરે તારે નહી કાંયે પાતલાં પાંન જેવા થાઇ ભાગી ભુકો થાયે?

હાંસીબાંઇ—(અચરત થાઇને) બરી આએ ગરીબ ઘરમાં થોરી નુકશાંની ને થોરૂ જીઆંન, વલી થોરો બારાપો ને થોરો અફસોસ છે, હાય! હાય! મારા ઘેરમાં જો એવું હોયતો હું તો એક ઘરીબી જીવું નહી. પેરામરો બાવા, કંઇબી અમના અમણાથી સમજી ઘેરને સંભાલો નહી તો કે મઘવારેથી એ તમુને જ ભારી પરવાનું છે, બાજાંને કંઇ થવાનું નથી, (કાલીબાઇને દેખાડી) એવણજી જીવાને કેટલા દાહારા જીવવાના છે જે એવણ કહે, બોલે ને મરાયે, પણ તમારાં પાછલા દાહારાનેજ સારૂ વીચાર ક

રી એવણુ બોલી બદલામ થાયેચ.

બેરામરશા—હું તો સઉ સમજુચ ને સઉ જાણુંચ, પણ એ કંઇ ચીબરૂં કા કરી છે કે તેને સમારીને કોહેલું નાંખી દેઇજીએ ને સોજું હોય તે કાપી રેહવા દેઇજીએ, એતો માણસ જેવું માણસ છે. જેટલો તેનો વાંક છે તેટલો એવનનો બી વાંક છે. એવણને કેહીજીએચ કે નઠારા જેવા વાંકને સારૂં બી ઘણી ઘણી મારામારી કરોચ ને ફજેતી દેખાડોચ તેમ ના કરો. તે એવણુંબી સમજતાં નથી, ને તેણી સમજતી નથી.

હાંસીબાઇ—એવણ સાસુ જેવાં સાસું થાયે, ને વળી તે સાથે ઘરડાં પરી યાં તથી કંઇ વાંક જોઇને એવણનો ગુસ્સો તાંમોશ નહી થાતો હોશે ને બોલીયા કરતાં હોશે તેથી શું તે નાહાનથી એવણનું વડાપણું નહી જલવાએ કે? એમ. વડા પણું નહી જલવાયે ને લોકના દેખતાં એવણનો મહલાજો નહી રખાય તારે એ વડુ થાયેલા શું કામના? તારબી હું તમુને બાલતી નહી પણ હમણા હવે કેહુચ.

બેરામશા—મેં તમુને કેહ્યું હેતી કે સાસુનું વડાપણું ખરૂંજ તે વહુપર હોય, પણ તેનાં વાહલાં કુટુંબીઓ વીશે હલકા બોલો વાપરે તારે તે કોઈનુંબી વડા પણું નહીં રાખવા જેવું કરે તેમાં તેનો વાક કેટલો ગણાએ? તોબી હું અમણા ઘેર જાઈ તેને બધું પુછુંચ; ને તકાબી ગાયને સમજાવી ઘેર ચલાવવા કેહેતો કે અમારા ઘેરને ખરાબ નહીં લાગે.

હાંસીબાઈ—તમે ઘેર સધાવોચ તો ભલે, પણ તમુને ફરીથી કેહુચ કે, તેને ધંમકીમાંજ રાખજો, હું—

[બેરામશા ગુસામાંને ગુસામાં ઘેર જાયછે તેની પછવાડે જરબાઈ જાઈને કેહેછે.

જરબાઈ—બાઈ, ઘેરમાં કંઈ ઠીક બંદોબસ્ત કરજો કે રોજની પનચાતી મતી જાએ, નહીં તો હંમેશ ગાય માહરા ઘરમાંજ રેહસે.

બેરામશા—વારૂં, વારૂં, હમણા હું તે સારૂંજ તમારે તાંહાં આએઓતો.

હાંસીબાઈ—(હરખે, અપરત થાઇ)

કોલીબાઇ, જોયું, આજે કેવું બધું બેરા
મશાએ સાંભલાયા કીધું.

કોલીબાઈ—હારે, પેલી ભુંઝી આ
પી તારેજ ગંગારામ કેહેતા તા કે જો
જો એટલાંએજ બેરામશાનો કુહેલો વી
આર પરેલો માલમ પરશે, તેમજ આજે
થયુંચ. ખોદાએ કરીને હમેશાં એમજ ર
હે તો સારૂં.

[જરબાઇ પાછા આવેછે તેને.

હાંસીબાઈ—બેન જરબાઈ હું
હવે માહરે ઘેર જાઉંચ ને માયેને
તો હમણા બે દારા અહીંઆંજ તમે રે
હેવા દેજો, કાંયકે બેરામશાથી જાણે
કે કંઇ એવાણુપર તે ડાકણ ઘણીજ વેલા
પારતી હોશે તારેજ હીંઆં રહેયાં હોશે.

જરબાઈ—હરે જી, હમણા તો
એવણ હીઆંજ રેહેવાના તો.

હાંસીબાઈ—સારૂં તારે તો હું
જાવુંચ. કોલાબાઈજી, હું જાઉંચ. કાલે
બેશવા જવા સારૂબા હું હીંઆંજ આવશ.

જરબાઈ—હા, માએ આવજો.

[હાંસીબાઇ જાએછે.

## પ્રકરણ ત્રીજું.

બેરાંમશાનું ઘેર, ને પોતાનો કેહેર.

બેરામશા તથા કુકીવહુ.

[બેરામશા બાહેરથી આવી ઓરડો ખાલી જોઇ ગુસસામાં બોલ્યા.

**બેરામશા**—કુકી, કુકી, ઓ કુકી, જવાનીએ કે મુવન ?

**કુકીવહુ**—(સાદ સાંભલી) આરે જી, જી, આવી, આવી.

[ઉપર આવેછે.

**બેરામશા**—(ગુસ્સાથી) આવો બેર બાર ઊઘાડું બજાર માંડીછે કે ? (હાથ માં પકડેલી છતરી તથા લપડાકે મારી) લે, આએ તારે સારૂં ઘેરબાર ખાલી ન જી મુકુચ; ને હવે પછે તું કદીથી ગને મલવાની આસા રાખતી ના.

[ગુસ્સામાંને ગુસ્સામાં પાછા વાડીએ જતા રહેછે.

## પ્રકરણ ચોથું.

### અનબનાવનો આપઘાત.

કુકીવહુ—(એકલી રડતાં દીલમાં) આ જે માહરો ભુંડો ભવ ભગી પુગીને પુરો કરી નાખ્યું. હવે મહને કોઇનાથી સુખ ના જરા આશા રેહી નથી. માહરા મા બાપે મહને પરણાવી સાસરે મોકલાવી તે કરતાં જમના ઘરમાં ઘસડી મોકલાવી હોતતો, આજે હું રાત દહાડાના આ વા દુઃખ અને સંતાપમા પડેલી નહી રે હેત. અરે! બલીયું માહરૂં પરણવું; બલીયું માહરૂં પરણવાનું સુખ; બલીયું માહરૂં સાસરૂં ને બલો માહરા શાસરા ના બધાં; બલીયું મારૂં આએ જીંદગીમા જીવવાનું. અરે હવેતો મારી ઉપર કંઇ મોહટાં મોહટાં વીઘનો ગુજરશે; હવે મા રા બચાવને સારૂં મારૂં કોઇ‌ની રહેયુ

નથી. (એવા વીચાર કરી, આજુબાજુ નવતરં જોઇ, પોતાના બચ્ચાંઓનેના મલીયા વીના ઘેરમાંના કુવામા નખાવી દીધું, ને જીવ જતાં જતાં દમ ઘુંગરાયો તેથી ઘણાજ દુઃખી થવાથી અપઘાત કરવાનું વીસરી જાઇ પોતાના દીલ સાથે) ઓ, ઓ, એહ મને બંચાવવા કોઇને મોકલાવરે, અરે અરે મને કોઇબા જોતું નથી કે ? ઓ, ઓ હું હું મરૂં—— (આજુ બાજુથી કંઇબી હાથમાં આવે તે પકડી બચવાનો યતન કરેછે પણ પાણીનો પરવાહ શીવાય બીજુ કાંઇ મલે નહી. જેથી નીચે પડી ઘુંગરાઇ ઘુંગરાઇ અછાર પછાર કરતાં વાંકુ તીકુ બદન થાએલું તેવા દરામના આકારમાં પરાંણુ મેલી દીધો.)

—o—

## પ્રકરણ પાંચમું.

### આપઘાતનો ગડબડાટ.

ભાકુતો, પડોશીયો, અને પોલીશ શીપાઈઓ.

[કુવામાં કાંઇ પડવાનો આવાજ સાંભલી સરવે ભાકુતો ઘભરાતમાં તીયાં જોએછે અને આજુ બાજુથી શું છે ? હેવા પરસનોથી અને ગરબડાત વધીઆથી તે હવના સપાઈઓ આવી લાગેછે ને તેટલામાં કુકીવહુને બેજણ કુવામાંથી બાહેર કાહાડેછે.

શીપાઈ—(કુકીવહુને મુવેલી જોઈને) તેયાચા ધરાચા કોણી માણસા હએ ?

બાપુજી—બાબા ઇકડે તો કોણી નાહં; સઘલે બાહીર ગેલે હએ. મી જાવુન તીયાચા નવરાલા ને શાશલા બોલવુન આનતે [જાએછે.

શીપાઈ—જાવાં, જાવાં, બેગીન જાવા અથાં સાહેબા એલ તો ચોકાશી કરેલ. (બીજા સીપાઈને.) ઈઠીઆ મી ઈડે બશતો ને તુમી લોકર જાવૂંન શાહેબાલા રપોટકર હો.

૨ જો શીપાઇ—હો હો મી ધાવત ધાવત જાતું ની સાહેબાલા રપોટ કરતુ.

[જાએ છે.

—०—

## પ્રકરણ છઠ્ઠું
## હાંસીબાઈનું ઘેર.

—०—

હાંસીબાઈને મીઠાંમાશીની, ધભરાતથી નાશા નાશી.

મીઠાંબાઈ—(ધાભરાં ધાભરાં એ!! હાંસીબાઇ, તમે તો થંડાં પાંણીના માતલાંની કાંણી દુશમન તાહરાં થાઈ બેશી રેહેયાંસ કે ? અરે—

હાંસીબાઈ—ઓ શું છે ? શું છે ?! હેં ? આજે એટલાં બધાં ઘાભરાં ઘાભરાં કેમ આયાંચ ? મહને જલદી કેહેવોની ?

મીઠીબાઇ—ઓ ! પણ ગાભરાં થવાનું શું પુછોચ જો !! કોલશાવાલાના કોલાઇ કાશીની કુશી કુવામાં પરી રે !!

હાંશીબાઈ—ઓ ! ઓ ! પણ તેને કાહારી કે ! હેં કાહારી કે ! જીવતીછે કે મરી ગેઇચ ?

મીઠાંબાઇ—કાહારી રે, પણ મેં સાંભરીલું કે મુવેલી કાહારીચ જો !! ને શીપાઇ શપરાઓથી બધાં ઘેરબારતો ભરાઇ ગએલાં કેહેચ જો !

હાંશીબાઈ—અરે ! અરે ! એ તો નકામી હું એખલી અકુલી; સરકારથી ને લોકના તપલા ટાંનાથી ગુપાઇ ’ની ખાઈ જવશતો. હવે શું કરૂં ?

મીઠીબાઇ—કાંએ, કાંએ, પણ ખા

ધા લીધા વગર; એટલું બધું તમુને સા
ના પારમાં ખમવું પરશે વારૂં?

હાંશીબાઈ—અરે, જોવેરે જી; આ
ર પાંચ દાહાડા થએઆ હોશે. હું બેસ
વા જવા સારૂં કાલીબાઇને ઘેર તેરવા
ગેહતી તારે તાંહાં કંઇ એ શાશું વહુ
વહડતાં લડતાંતાં ને મારેથી ખમાયું ન
હી તેથી—

મીઠાંબાઇ—અરે, ચપો, ચપો, છે
બાં રેહવો, ઊભા કેહુચ તે.—

હાંશીબાઈ—અરે એ તમારૂં સાંભ
ળવાનું બધુ રેહેયું, પણ ભારતની રાંડો ર
એ વાત કરતીઓ હોએ કે ફલાંને દાહાડે ફલાં
ની આવીતી ને તે કોઇ શીપાઇ સાંભલી-

મીઠાંબાઈ—એમ ગભરાઓના, જો
તમે મને પરમ ચોથે દાહાડે મલાયાં હો
તેતો આજે આપરે મંબઇમાં દેખાયાં
બા નહી હોતે, પણ તમે તો કેઠાં ઘેરમાં

મલીયાંજ નહી તે તમારી હેડેની ભારત
નીને પુછી પુછીને જતી રેહી. મને સુ
લતાંનજ બાધા ચહરાવા જવાનીછે.

હુંશાબાઈ—તારે એવી પારકી પી
ડામાં આવી પરશું તો આબડા થઈ પડ
શે વાસતે અમણા ચાલોની આપરે બા
ધા ચહરાવવા જતાં રહીયે ને તાંહાંથા—

મોઠાંબાઈ—હા, તારે તો અમણા
મારે ઘેર ચાલો આપરે શવારના પોરમાં
જાહુએ. આપુને તાંહાં જઈ આવતાં
ચાર પાચ દાહારા લાગશે તરલાંતો હી
આં ગરબરની નરમ પડશે; પછી બેસ
વા જઈશું; ને ડોલાબાઈ પુછે તો તમે
કેજો કે મરનાર ચુજરી તે દાહારે શાંહાંજના
જ. મોઠાંબાઈએ આવી ઘણીજ ગોહોસ
કીધી કે અતરગરી મારી સાથે આવો
તેથી હુતો એવણ સાથે ગેહતી. વરી બા
ધા ચહરાવવાની વાતતો એવણ જાણેચ

બી વાસતે તમારૂં કેહેલું ખરૂં માનસે.

હુાંસીબાઇ—હા, હા, (ધીરે સાદે) મરે રે, આએ જોઇ કોકતની પીરા.

(સારી પેહેરી બંને જાએછે.

—o—

## પ્રકરણ સાતમું

## એરાંમશાનો બાગ.

એરામશા, બાપુજી અને કુંપનીના મેમબરો ઇતીયાદી.

[કુંપનીના મેમબરો ચોકમાં ખુરસી માંડી તાએલાં બલાવેછે, ને એરાંમશા પેરના કંકાશને માટે દલગીર થઇ એક બાજુએ બેઠાછે તેની અનજાનપણે ટોલ તકોર કરેછે

બાલભાઈ—(એરામશા સાંભલે તેમ મોટે શાદે) દવીવા આજે શેર બજારમાં એરાંમશાના બપોરનાં બાર વાગેલા જેવા દીશેચ ! !

દભીવો—બારતો શું પણ આજ તરણ ચાર દાહાડા થયા બારપર બે ટ કોરા વધુ વાગેલા જણાએચ.

પેસતનસા—પણ પુછીતો જો કે, કોલ બાના ખાડામાં પડીઆચ કે મજગાંમના ખાડામાં પડીઆચ?

દભીવો—નહીરે એવણનેતો તાંહાંથી તો જેમ તેમ કરતાં, મુદી નાંખે ને તાં તીઆ ઉપર કરી ગશડી કાહાડીઆતા, પણ હાલનાં વરી પાછા કોણ જાણે શી યા કાડબ શાચલમાં પડીઆચ, તે જો ભુ શો ને બોલેતો શેવટનો ઉપાય કરૂં.

કોલશાવાલો—દભીવા એવણને શેરનો શોદો કે દલાલીનો ધંધો ફલદરૂપ થાતો ન થી વાસતે કંઈ સારી જેવી ચાકરીએ લગાર (બેરામશા સાંમે જોઈ) કેમ ખરૂ કેની?

દભીવો—હા, પણ હાલ સારી ચા કરીના જગા કેથેની ખાલી નથી, વાસં

તે જો બેરાંમશા ચીનાઈ બાંગડીની ફેરી ફરેતો મોટી કમાંણી કરી શકશે, કેમકે આજ સુધી કોઈબી પારસીએ એ ધંધો કીધો નથી. અને એવણ પેહેલવેહેલાં એ ધંધો કરવા નીકલે તો સરવે બાહારો ઓ ચીતલ પેહેરવાને બંહાંને મોહોડું જોવા તરશે તેથી એવંનની રોજી વધશે

લાકડાંવાલો—દરીઆ બેરાંમશાને કંઈ ચાકરી બાકરી જોઈતી નથી, પણ—

દરીઓ—તારે એવન વીચારમાંના વીચારમા ઉદાશ થાઈ વાંકી મુદીએ કેમ પડા રેહેઆચ? જો કેથે ધોરાંપર કારૂં કરી આપીયું હોયતો કેજો, કે જેમ પેલા ચલ્લાદારૂ ચમચ ચાતુની મેનીજ કરી, તેને પાર પારીઓ તેમ તમુનેબી તરી પાર કાહારૂ, હા. (બેરાંમશા તરફ જોઈ) કેમ ચલ્લાદારના કાંણીજ છેકે?

પીરોજજી—અરે પણ ચલ્લાદાનુ શું થાયું. એ તુરંગમાંથી આએએ કે નહી?

દઊવો—અરે તે તો આજ આ
ઠ દસ દહારા થએઆનો નાનમાંથી ઊઠી.
આયેયા

મહેતો—(મોટે સાદે) દેશાઈ, ઓ
દેશાઇ.

દેશાઈ—(મોટે સાદે) આએઓ સાહેબ—

દઊવો—મરે તારો બાપ; વેહેલો
આવ.

[ગરજે હઈઠો; દેશાઇ આવેચ—

ભાભા—દેશાઇ, તું ચઉલા દાર
સમચ ચાતુંને પુછવા ગીઓ તો કે? ;

દેશાઇ—તેંવણ અંગરેજ બજારમ
હાગરા મેંક આગળ મલીયાળા તે પુછી
યાથા તેવણે કહીયું કે આજે નહી પણ
આવતા આતવારે આવશ.

દઊવો—દેશાઇ જો ચલાદાર સ
મય્ચ ચાટું આવે ને હું નહી હોવું
તો તેને કેહજે કે હવે તમારે દારાદોસી
કરવાની વાત મુકી, મુંગા મુંગા બેશી,

જેટલું અટકાર મારી ગીઆચ તેટલુંજ બશ નેઆમત કરવું, નહી તો કે એક વખતે નોહોન નાઠેઆચ તેમ બે-રામશાખી નાવાની તઇઆરી કરેચ તેની સાથે તમુનેબી બાજી ફેરી બરશુનમ લેવા જવું પરશે.

[બેરાંમશા શાંમે જોઇ શરવે હશેચ,

મોહલાશા—વારું, દેશાઇ, આજે બુચાજી ને નાગરશા કેમ નથી આયા ?

દેશાઈ—સાહેબ, બુચાજીતો મોહતાની મમાઇ મરી ગીયાં તાંહાં ભાટી ખાવા રહેચાચ—ને—

દઊવો—હા, એ તો મેહતાના બધા કામકાજ કરનારો પરધાન થાપેચ, ને વલી ભાટી ખાવા નહી જાય કે? વખતે બેરામશાના બેનુંબી કામકાજ કરતો હતો.

[બેરામશા ચીરડાએચ ને બધા હશેચ.

દેશાઈ—નાગરશાના તો નાગાંઆ ઈ ઘણા હાલ હવાલછે તથાતેવાંણને આ વગાને બનાયું નથી, પણ એવણના બેઠી શાહેબ જાદાઓતો આવેલાછે.

દગીવો—બોલાવ, બોલાવ, એ લો કોને કેહેજે તમારો ધરમ બાપ જલદી તેરેચ (બંને છોકરાઓ સાંભલી દગુવાની પીઠપર મારેચ તે જોઇ શરવે હશેચ) કેમ બરચાજીઓ, (બેરામશા તરફ જોઇ) કેમ હમણા કંઇ ધંધો ધાપો નથી વાસ તે હું પગાર આપું ને આએ છોકરાઓને ઘેર, એ લોકોની પાસે, આઓ દાહાડો બેશી શીખવીઆ કરશો, એવા કામને સારું તો તમો ના નહી કેહેશો.

પેહેલો છોકરો—( દગીઆને ઢોલ મારી) શા-આજની શીના દોશીઆં સાથે લેતો આએઓચ કે ?

**બીજો છો૦**—મુવેતો ઊંચકી નાખવાના હીરાઆં નહીં મલે તો કીના હીરાંઆં કાંહાંથી સાથે લેતો આવે ?

**દઊવો**—અરે બદચાઓ, મારી દોસતના જાંણે મોહોટા દરીઆવ ભરી આય !! અને માલ મતાના તો તેથી બી મોટા ડુંગરો લાધીઆય, તાંહાં તમે કીના હીરાઆંની શું વાત પુછોય વારૂ ?

**પેહેલો છો૦**—હા, તે બધું હતું તેતો મસાન કાથે રોજ આગ લાગેય તમાં તે દોલત, માલ મતા અને તારાં માબાપ શરવે બળી મુવાં હવે તારી પાશે શું છે?

**બીજો છો૦**—કેરાંવાલાની કંપનીમાં કોટ બાઇ બાઇને હીંઆં ખરી આએઓય ને વળી હીંઆંથી બી મપારા મેલવી મેલવીને કોણ જાંણે કીએ દાહાડે ખરી જાશે.

**પેહેલો છો૦**—અરે, દાદી'આ તું

કોણની સાથે વાત કરેચ વારુ? સા—ગોડાં ઉનમાંની બાટલીઓ ખાલી કરી આએ ઓ હોશે તે બધું પોમીટન પોમીટન વાશ વાશ મારેચ. એનાં કોથાં આંગળ તો ઊભું રહેવાતું નથી. ચાલ ચાલ—

બીજો છો૦—અરે હારે, ગરગરાં મ વાસતારામ થાએલો છે તે તો હું તા રનો જાણુંચ.

દઊવો—અરે બરચા ઉઓ, એ પોમીટર તો મારો અટલગનો એશી થાએ, તેથી અમો બંને રાત દાહાડો મલતા રહીએ તારે અમુને ચેન પડે, ન હીતો કે એક એકથી દુર રહેલા આંધલા ભીત થાઇને ફરતા ફરીએ. વલી જારે હું નાહાનું બચ્ચું ઉતો ને રરતોતો તારે મારી માએ, જરા જરા મારા મોહોમાં પોમીંટર ચતારતી જેથી મને કકાર વલતોઅ ને મુંગો ઓરીમાં હુંહુંગ કાહા

ડતા, તમારી કાની હુ હબસને અને ફ
રગનોનું દુધ પીઇ પીઇને મોહોટા થાએ
ઓ નથી. વાસતે દીકરા જાઓ હું જારે
મરૂં તારે તમારી માએને કેવાની યાદ
રાખજો કે માહારાં દોસ્તાં માડે તારે બે
રાં, શીશા પાણીથી ભરી ઉપર ફુલો મ
લે નહીં; પણ ઉરનનું ઉનચું પોમીટર
મંગાવી બેરાં શીશા ભરે અને ફુલોબી
પોમીટરના ઝાડોના મંગાવી બોશે, અગ
રજો એમ નહી કરીઆમાં આવશે તો
પછી હું દોશલાંને ટાંકને ઘેરમાં આવશ
નહી પણ કોઇ મોહટાં મોહટાં પીપવાલા ઉર
નના મેહેલમાં ઉતારો લેવા જવશ કે તે
થી હું ખુશી ખુશી રેહેશ.

પેહેલો છોકરો—"ભંગીને ભુખ બાં
ગળીઝ" હોએતો—

બીજો છોકરો—ને એને ભુખ પેતો

વંગો ને પોગીટરની કે ?

(સરવે જંણ હસેછે.)

દેશાઈ-(શેઠોને)આવતા આદર રોજે નાગ રથાના નવલાબઈજીની બાજ છે ને તે દહાડે એવણ છોકરીની નવજોતબી કરેચ, વાસતે સરવે સાહેબોને ખાનું આપનાર છે એવું તમુને જણાવવા સારૂં મહને કહીયુંછ તે સાહેબોએ યાદ રાખવું.

કરાઈ—ઠીકછે તારે તો; પણ તુંને કંઇ નાચની બેઠકની મેનીજ મેનીજ કરવા કહીચ કે ? તેવું જો હોયતો મહને કેહેજે. એક નવું નંગ અમનાજ આયુંચ તેને ધસડી લાઊં. તે દેખાવમાં ને ગાયણમાં ઠીકછે; વલી તે તરણ પચીશગાંજ પસરી જાએચ.

દઊવો—હા, એટલા રૂપીઆએ તો માહારા જેવો એક ગરીબ બાપનો પોરીઓ ઘેરમાં બઇરી લેઇ આવે; પણ થોડા

ને તો તાંબાનો તાવ, ને રૂપાનો રોગ લા
ગેલો તાંહાં તરણ પચીશ છોરી તરણશો
વાર જેટલા પંચોતેર હોએ તો શું બાસાદછે.

દેશાઈ—નાચની બેઠક વીશે મને કંઇ
બી કહેવુ નથી સાહેબ.

મોહોવરાંવાલો—તારે તો કેજે કે બે
ઠક કરવાની હોશે તો ઠીક, આવશું; ન
હી તો હું, લાકડાંવાલો, કોલશાવાલો, હ
કીમજી ને ભેરણવાલો મલી બાજને દાહા
ડે મલંગરનો ઓરશછે તાંહાં જઈશું ને—

ઘી વાલો—અરે ! ઇઆર, એ ઓર
શ મેં જોયો નથી વાસતે હું બી જરૂર
તમારી સાથે આવશ. કેજે તાંહાંના પીર
આગલ બધા તાયેફાવો એકઠા મલી ને
ગાએચ તે જોવાને ઘણીજ મઝા પડેચ—

ગોરવાલો—હેં ! મઝા પડવાની વાત
શું પુછોચ.

દઊઆ—તારે તમબી ઘેરનો ઘરો

લેઇ એ લોકો સાથે સપાવશો કે ?

ગોરવાલો—ખરચા ઘેરનો ધરાતો તું ને બેરાંમશા બંને પઓરાઇ ઝાટકીને લેવો

દવીઓ—પણ તમે યાદ રાખજો કે મારા ને બેરામશાના વગર તાંહાંનો પીર તમુને પાછો આવવા દેશે નહી હો (બે રામશાં સાંમે જોઇને)કેમ ખરૂં કહુંચ કે ની?

[બાપુજી ઝડપથી વાડીમાં દાખલથાએચ તેને સરવે જણ અચરતીથી જોયછે.

બાપુજી—(બેરામશાને દુર તેડીને) ચાલો, ચાલો, વેહેલા ઘેર ચાલો, તાંહાં મોટી પનચાતી થાઇ પડીચ. ને જોવો કોઇબી સરકારી અમલદાર પુછેતો કેહે જો કે હું કંઈ જાણુતો નથી હો—

બેરાંમશા—(ઘભરાઇને) પણ થયુંચ શું તે કંઇ કેહેશો ?

[શરવે કંપનીના મેમબરો આગલ આવી સમજેછે.

બાપુજી—અરે ! ! તમારી ફુઈબાઈ કુવામાં પડી ને તેને મુવેલી કાહાડીચ.

બેરામશા—(કપાલ પર હાથ ઠોકી)હે વે પુરૂ સતીયાનાસ વલીઉં (અતી ઘણી દલગીરી છતાં સરવેની શરમને ખાતર મનમાને મનમાંજ મુઝાઇ, કપડાં પેહેરી ઘેર જવા માંડે છે.)

સરવે કંપની—(બાપુજીને) અરરર, એને શા વાશતે એમ કરવું પડીઉં વારૂ?

બાપુજી—ખોદા માલમરે બા.

[સરવે કંમપની બેરામશાને ધીરજ આપી ઘેર લેઇ જાયછે.

—o—

## પ્રકરણ આઠમું.

### બેરામશાનું ઘર.

બેરામશા, બાપુજી, કોલાબાઈ કાકી, જરબાઇ તથા બેરામશાના દોસતો.

બેરામશા—(પોતાની માએ તથા બેહે

નને જોઈ ગુસાથી) અરે ! તમારૂં નખો દ જાએ; આએ આફતમાં મને તમે લો કોએ લાવી નાખીયોછ; હવે તમારૂંબી હું શેવટ લાઊંછ. તમે સુખે વશશો કે ! હા ! એકએકૂને ફાંશી દેવરાવું—ચ—ને—એકેએક—

દોસત—અરે રે, હવે એ પંચાતી હવરેજછે કો! જે કેહેવું બોલવું હોએ તે બે દહાડા રહીને કેજો. કોઇ મેર મુકીને નાહશી જવાના તો નથી. દગલે દગલે બોંશીયાં ફરેચજો—તે—

બાપુજી—અરે હુંબી હમણા એમજ કેહેતા હતો કે તેઓ લોકલોકોને પરપુછ કરી ધન નશલ લેતા ફરેય, ને તમો વલી મોહમાંથી તેવું બોલી રૂવાંન ઉપર ચુંડ-ણાં પાડવા માગોય કે ?

બીજોદોસત—એતો હવે જે બનવા ના હતી તે બની ચુકીચ; હવે કંઇ બો

લવાથી બની તે નહી બને એમ થવાનું નથી. 'જે કાલે હતું તે જાણે આજે ન થી'. એમજ હવે તો સમજો, નકામી પંચાતી કરી થકચાર વધી પડે તેમ ના કરો. આપણું કાલે શું થશે તેની કોઈ ને કંઈ ખબરછે વારૂં ?

તીજોદોસત—અહીં આવો કોલીબાઈ, જરબાઈ તમેબી આવો, (હરસેથી) જો રૂવાંનને જલદી ઠેકાણે પાડવા માંગતાં હોવો તો તમે અંદર બેસીને કંઈબી કંકાસની વાત કરતાંના ને જો કરશો તો તમુંને મોહોટી પંચાતીમાં પડવું પડશે ને વલી રૂવાંન રૂવાંનને ઠેકાણે પડી રેહશે. તમુને શાક્ષી આપવી પડે તારે તમે એમજ કેજો કે હું કંઈ જાનતી નહી, કે એ સા સારૂ કુવામાં પડી; પણ હું જાણુંચ કે આજ છ મહીના થયા એના મા બાપ એકજ અડવાડીઆંની અંદર

મરણ પામીયાં હતાં તેના એને અનીધણો ગમ પકડેલો હતો તેથી એનું માથું ફરેલું જેવું થઇ ગએલું હતું; તેમજ આજે કુવાપર પાણી ભરતાં ભરતાં તાંહાં કંઇ વધારે મગજ ફરી ગયું હોય ને અંદર પડી હોય. (જરબાઇ સામે જોઇને) તમુને પુછે તારે તમારેબી એમજ કહેવું. (બેરામશા શામે જોઇ) તમેબી એમજ બોલજો, ધભરાતમાંને ધભરાતમાં કાંઇ આડું અવલું બકતાના; ને કુવાપર એક તરાંમરી દોરડું મુકી રાખો.

જરબાઈ, કોલાઇકાકી—વારૂં મરૂં, ઠીકછે; પણ બાવા કંઇ પેટ બેટતો નહીં ચીરે કે ?

દોસતદાર—નહી, નહી, હમણા એમ નથી કરતા એટલું તો સારૂંછે. તમેબી હવે મુગાં મુગાં બેશો. [સરવે છુટાં પડેછે.

—o—

## પ્રકરણ નવમું.

## જુરીની તઈયારી.

ઢોડુંબા ઢોડેકર, ભીખુજી ભાતગર, ઠંકરશી ઠાકર, કોલાજી કોપર, અલ્લાવાલી આ-દર, માજુમખ્માં બાહાધર તથા જુ-રીના, મેમબરો અને કારોનર.

કારોનરનો કુરંગી કલાર્ક—(જુદા જુદા ધરમ પાલનારાઓનાં હાથમાં તેઓ ના ધરમની ચોપડી આપી) જુરરો, આ બાઇને જે પોતાના ઘરના કુવામાંથી મુવેલી કહાડીચ તેના શરીર ઉપર કાંઈ જખમ થાએઓ હોએ તે જોઇ, તથા હીઆં જે તેના સગાંઓની શાખશી પરે તે સાંભલી, એ બાઈને કોઈએ કુવામાં નાખીયાથી કે એનાં ઉપર જુલમ પડીયાથી કરોધની મારી, કે દેવાના પણાની હાલતમાં હોવાથી પોતે પાણીમાં પડી મુઇચ તેની ખાત

રી કરી તે વીશે તમારૂ જેવું મત હોય તેવું ખરેખરૂં જણાવવા આએ શપત ત મુને આપીઆમાં આવે છે, અને સાચું બોલસોતો એમાં સાહેબ તમારૂં સારૂં ક રશે. [ગુરરો ચોપડીને પગે લાગે છે.)

કારોનર—(બેરામશાને બોલાવી સપત આપી) આ મુવેલી અશતરી તમારી ? એને તમે કુવામાં નાખી કે?

બેરામશા—હા સાહેબ, એ અસતરી મારીછે પણ મેં એને કુવામાં નાખી નથી.

કારોનર—તીયારે એ બાઈ કુવામાં કેમ પડી ? શું એને કોઇ સાથ ટંટો થ યો હતો ?

બેરામશા—નહી સાહેબ, ટંટો બંટો કંઈજ નહી, પણ આજ છ મહીના થ- એઆં, એનો બાપ અને મા બંને આ- ઠ દહાડામાં મરી ગયાં તેઓનો ગમ એને ઘણોજ રીયો તેટલાજ સબબે તે દહાડે

થી એનું માથું ફરેલું હતું.

કારેનર—એ બાઇ દીવાની થઇ ગેઇ હતી તારે એને એખલી ફરવા કેમ દીધી?

બેશમશા—એખલી ફરવા નહી દીએ ને ધંધા મુકી એનીજ ચાકરી કરીએ તો પછી સાહેબ ખાઇજીએ પીજીએ શું ?

કારોનર—કુવામાં પડી મુઇ તે તમે જાણીયું કેમ ?

બેશમશા—મારા ઘેરના ભારૂત બાપુ જી તે વખતે ઘેરમાં હતા તેવણ મને તેડ વા આવીઆ તેથી મેં જાણીયું.

કારોનર—બાપુજીને (બોલાવી શપત આપી) આએ બાઇને કોણે કુવામાં નાખી, તમે કે ?

બાપુજી—અરે, નહીરે સાબ, અમ તો માલે પર હોતા ઇતનેમે ઉપરશે જોર શે બાવરીમે કુચ ગીરનેકા અવાજ આ એઆ, એસાજ હમ નીચે આકર સબ

ઉસકા માણુસકી ખબર નીકાલી તો એ બાઇ મલી નહી; જબ અમ સમજા કે એ હએ નહી, શો એજ ગીરા હોએગા; પતનેમે બારથી માણુસ આએઆ એ લોકને કુવેમેશી નીકાલી લીકે અમ ઉસકા મરદકુ બોલાનેકુ ગયા, દુશરી બાત અમ કુચ જાણુતા નહી.

કારોનર—(કોલાબાઇને બોલાવી શપત આપી) તમારી વહુને કોણે કુવામાં નાખી તમે ?

કોલાઇ કાકી—નહીરે જી; એતો આપરા હાથશે પરીઆ ને હું તો મેરી દીકરીકા ઘરકુ ગેઇતી.

કારોનર—હાથે પરી તે કાંઇ એના મરદ સાથે ટંટો થયો હશે નહીતર એને મારી હોશે ?

કોલાઇ કાકી—નહીરે જી; મરદ શાના મારતાતા તેતો મારા બોલા બટ જેવો.

કારોનર—(લાશની તપાસ કરી તે કુ-વામાં પડવાથી મુઇ છે એવું મુકરર કરી તેને ઠેકાણે પોંહોંચાડવાનો હોકમ આપી જુરરોને) આજે આતરવારનો દહાડો છે ને મોડું ઘણું થાઇ ગીયું છે તે વાસતે આવતી કાલે સહવારમા અગીઆર વાગે મારી આફીસમાં આવવું, તાહાં બાકીના જુરી ભરવામાં આવશે, ને જે કોઇ જુ-રર બરાબર વખતશર હાજર નહી થાશે તો તેને પચાશ રૂપીઆ દંડ આપવો પડશે; સાથે સાખશીઓએ પણ હાજર રહેવું.

[જુરરો જતા જતા બબડાને.

ઢોંડુબા ઢોંડેકર—(બીજા જુરરને)પેચ્ચી આઇ—વું અમી કુથે પાહેલી, કી કશી મેલી, કી કશી નાઇ.

ભીખુજી ભાતગર—અમી તરી કુકું-ન બગીતલી હો, અની તરી ઉગીજ પં ચાતી મધી ગુઠલે, હડીઆં તરી કામે હો

ઘુંસ આણી કાએ નાહી.

ઢોંડુબા ઢોંડેકર—આરી મીતો ખરકા વર ખાંનકીયાત જાત હોતે એવરાશ શીપાઈને એવુંન ઉગીજ ધરલે. યાચી બા-યું

ભીખુજી ભાતગર—હો! અમી તરી ભાંએખલા વર ધાંગીચી સાથી મકાઈ ગો માલે જાત હોતે એવરાસ સાપડલે. કાએ કરાવાં મીતો સાંગેલ કે કાઈ જાણુત નાઈ.

ઢોંડુબા ઢોંડેકર—મી તરી અશીજ મનાર હો.

ઠકશી ઠાકર—અરે બગા બગા અમી તો દરશણુ સાથી મંદીરાલા જાત હોતે અવરે મદી માલા એવુંન ધારલા, બિં— —પંનાસ રૂપાય દંડ ગેઈલ, અમીતો સાંગેલ કી બાઈ આપુન હાતાનશી પરલી.

કોલાજી કોપર—અરે, ભાઇ હું તો બારામાં મોહદું દસદોલી વાંહાણુ આએ યુંચ તેની કલફાટ કરવા હારં જવા ની-

ફસાયો ને આએ દગંન હાથે નરીયાં. હવે તે પોતાને હાથે પરીને મરી ગએલી તેની એટલી બધી પંચાએતી હું કરવા જોઇએ, ને વરી બીજા ધંધાદારી માણહોને રોજીને તેની પાહે ૫૦) રૂપીઆનો દંડ માંગે એવી એક જુલમની વાત બાઇ.

ઠકરશી ઠાકર—હા, બેં——જુલમ જ ઠરીઓની.

અલાવાલી આદર—અરે અમની સબેરકુ ઉઠકર કાવેબાનેમે કારી ઉઠા પી-નેકુ ચલ રહે ઈતનેમે નાકે પરશો ફગબ બત સીપાઇને આકર ફસાયા.

માજુમબાં બાધર—મેંબી હાવગામે ધાણ્ણુાકે બાશતે બેલ લેનેકું જાતે થે હાતનેમે ઘર લાયા, ઘરમે બુઠી બાંના પકા કર રાહ દેખતી હોયગી. ને ઇદર મેરા જી ચલા. મરને વાલી મરગેઇ ઓર બા-

બીજી સરકાર લોગોકું સતાતી હશે.
[સઘલાં જુરરો છુટા પડી જાએછે.

—o—

## બીજા દીવસની જુરી.

કારોનર—(પાછી કોલીબાઈને બોલા વી) તમારી વહુને કાંઇ તમારી સાથે ટંટો થયો હતો ?

કોલીબાઈ—નહીરેજી, હમોતો બેઉ સાથે બેસીને ખાતાતાં પીતાંતાં સઊ.

કારોનર—તારે એને કોઇ બીજા સાથે ટંટો થયો હતો ?

કોલીબાઇ—નહીજી એ કોઇનીબી સાથે કજીયો કરતીતી નહી, ને એતો મારી ગાયે જેવી ગરીબ હતી.

કારોનર—તારે તમારી દીકરીએ એને કંઇ ઠપકો આપીયો હતો ?

કોલીબાઈ—નહીંજી દીકરી સાનો ઠપકો આપતીતી તેતો તેને ઘેર, તેની સા-

થે તો ઘણાં ઘણાં શાણપણાં હતાં.

કારોનર—તારે એને કુવામાં પડવાનું શું કારણ તમો ધારોછો ?

કોલીબાઈ—જોઆનીજી, હસબી મા અને બાપ છ મહીના, વળીઆ મરી ગીઆં જીસકા ગંમ ઘણા લાગા તથી દીવાની થાઈતી તેથી પરી હોઇ.

કારોનર—(જરબાઈને તેડીને) એ કુકીબાઇ કુવામાં પડી તે તમુને ખબર છે કે, કેમ પડી ?

જરબાઈ—નહીજી હું તો મારે ઘેર હતી ને મારા માએની મારે ઘેર હતાં અને બાઈબી કેને બાહેર સઘાવેસા હતો.

કારોનર—તમારી સાથે કંઈ એને ટંટો હતો ?

જરબાઈ—નહીજી મારી સાથે તો એ બેન બેહેન જેવાં હતાં ને હું રોજ રોજ એવાણુને મળતીતી, પણ આંમાઆ બાએગ એ

બેહરામશા—શું ધમકાવે સાહેબ, રો-
જ રોજ એવું ને એવું ને વલી માથું
ખાએલું તેને ધમકાવીને કરૂં શું ?

કારોનર—(જુરરોને) આ સરવે
બાબતો ઉપર તમારો વીચાર કરી જેવું
તમારૂં મત હોએ તેવું ખરેખરૂં કેહેવું.

શરવે જુરરો—(જલદી છુટકો થઇ
જાએ, એવો મનમાં વીચાર કરી) આપુને
'દીવાનાપણામાં આપઘાત' કીધેલો લાગે છે.

કારોનર—(ફરીથી સરવેને પુછે છે) કા
ઇએ કપતથી એ બાઇનો જીવ લીધેલ
તમુને નથી લાગતો ?

શરવે જુરરો—નહીં સાહેબ.

કારોનર—(બાઇના મરણથી બહુમંદ
બાબ પણ ખરી હકીકતની શાકશી નહી
મલવાથી, બેહરામશાને તેડી) તમારે એવ
માણસની સંબાધ લેવી હતી પણ પેહર-
હાથી સખી તેથી આએ પરીણામનો બ-

મુને મોટો ઠપકો ઘટે છે અને એની ની-
રભયતા ફરીને તમારે નહીં રાખવી.

[શરવે જુરરોનો ઉપકાર માની તેઓની
રજા લેઇ જુરીનું કામ ખલાશ કરેછે.

—o—

વીવેકી વાંચનાર, આ કંકાસી કુટુંબ
ની કાંહાંણીનો કીસસો, સંપુરણ સમાપત
કરતાં, દુઃખી અને ગમખાર દીલ સાથ
જણાવવા માંગીએ છીએકે સંસારનાં સુ-
ખનું મુળ સાધણ સંપ, કે જે માણસમાં
જરૂર હોવો જોઇએ; તે ગુણની ગેરહાજ
રીમાં ઘણાક કુટુંબોમાં, બીચારા હીન
માયેગ વાલા બેરામશાના જેવા અફસોસ
ભરીયાં ગમગીનતા હાદેસા, નાદાંનોની ઝા
હેરીઆત અને શરમ મીજાજથી ગુજરેછે.
જોકે અજ્ઞાન લોકો સંપના સુખ સાથે બે
રભાવ રાખી, કુસંપનું કનેસ અને કાર-
ણું પરીણામ કોઇ કોઇ વખત જોઇ સુ

કેમાં હોયછે તોપણ તેથી ઢડો પકડવાને બદલે ઓર વધારે કંકુજ બની પોતાના અને પોતાના કુટુંબીઓના ભલાનાં સુખ નું શતીયાનાશ વાલી અતી ઘણાં દુઃખ ના ભયંકાર વમનમાં આવી પડેછે. કુટું બોની વચ્ચે મુળ પરધાન કે જેવણને આ- પણુ મોટાંમાએ કે મોટાબાવા કરી કહીએ છીએ તેવણુ જો બગાર શમજુ, વીવેકી અને ઇજતને વધારનાર હોએછે તો સં- પનાં સુખના સરેષટ ફલો તોના કુટું- બીઓ હમેશાં હરખ ભરીયાં દીલથી ચા ખી શકેછે, અને તેમજ આખું કુટુંબ તેવોનાં પગલાં પર ચાલી ઘેરનાં બેહેન, ભાઇ, બરથાર, બોજઇ અને સાસુ સરા- રાં સરવેને અરસપરસ સુખ આપી શકે છે, એટલુંજ નહી પણ તેવોની વચ્ચે જો પ્રએક અસલભાવીક હોયછે તો ઉપલાં સ મજુ ગુણવાલાં વડીલો તેને પણ ધીરજ

થી પોતાની સમજાવટે ચલાવવાને કોશેશ
કરેછે, જેથી તેવોના ઘરમાં કંકાસનું કુક
કદમ કદી પણ રહી શકતું નથી. પણ એ
થી ઉલટું, જો કોઇ કબીલામાં વડકણા
ગુણનું વડાપણું ભોગવનાર હોયછે, તેતો
ઉપલા ચીતરમાં ચીતારેલા કોલાબાઇ જે
વાં જાહેલ, પોતાનું મોટપણું કેમ જાળવ
વું તે ન શમજી ઓર પોતાના તથા લો
કોનાં વેહેમી વીચારોને આધીન રહી, ખ
ગી ખોટા હકીકતોની તલાશ નહી કરી,
શખુન પરવરીથી નજીવી અને કલેશભરી
બાબદોના અખાડા ન કરી ઓર તેને વ
ધારે ચારવણી કરીયા કરી અંતે કુટબના
સઘલાં સમુલાં સુખનો નાશ થાવશો કદા
ચ પશતાવે યા વગર પશતાવે જોયછે, તે
મજ વલી રોજગાર ધંધાની જંજાલીમાં
પડેલા કુટંબના વડાઓ, નીતના લાગા ઝ
ઘડાથી કંટાલો ખાઇ, પોતાની ધીરજ મૈ

ની છઈ ગેરમાંના એવા બનાવનો ફાયદો મેળવવાથી દુરી પડડી, પોતાની ઓર વધારે અને વધારે હીન અને બુરી હાલતમાં આવી ગઈછે. એ ઊપરાંત કેટલાક થંડાભ પુરૂષો તથા ઓરતો માટે હમો ધીક્કારની નજરે જોઇ કેહેવા માંગીએ છીએ કે જા રે તેવોને હાવા કુસંપી કરઓમાં પારપડો. શનો સંબંધ હોએછે તેથી આ બાળા બાહેરનાઓને ઓળખાન લીધાનને માટે આવવું જવું થાએછે તારે તે વખતે જેર કંઇ નજીવી જેવી બાબદમાં બોલચાલ થતી હેયકે તો તેને હસવા સરખી દેખાડી આપી, તેઓની વચ્ચે સુલેહ વધારવાને બદલે ઓર જેની તરફ વધારે લાગતું વળગતું હોએછે તેની તરફદારી કરી કજીઆના કુંડમાં ખમીર ચહડાવી તેઓ વચ્ચે વધારે ને વધારે અનબનાવ કરાવી હમેશાંનું બીઆબાર બનાવતાં બીહીતાં નથી, હેવા

લોકો જોયા તો કજીઆઓ કરવાં પણ વધારે પાપી ચંડાલો છે. માટે તેઓને જેમ બને તેમ પોતાના ઘેરથી દુર રાખવામાં જ સંસારીઓને સુખ છે. વલી તે સાથે જણાવવા માંગીએ છીએ કે કેટલાએકોની સમજણ એટલી તો જડ થઇ ગેયલી હોય છે કે જાણે આ ઉપલો બનાવ તેઓના ગનસે કાંઇજ દલગીરી ભરેલો વજન ધરાવતો નથી અને એવા બનાવો તો સરજત સાથેજ નીસબત રાખેછે એવું તેઓ માંની એ સમે છે તેવાર બાદ કાંઇ પણ તેના ઘટતા ઉપાયો લેઇ ફરીને કોઇ બીજી વખતે તેમ ન બને તથા એવું કરનારા દુષ્ટ વીચારના નીદાંનોને ઝાઇની કારણ ન ડી મલે તેવો મારગ પકડવાને તાકીદ તેઓ બેદરકાર પણું દેખાડે છે. ખરૂં છે કે એ નતો કોઇનેજ ગમતું નથી, પણ તે માટે આ નઠોં બનાઇ સકાય એવી આ

કળ તથા બનાવને સરજત સાથે સરખાવી અકસમાતના વરગમાં પસાર થવા દેઇજીએ કે ? અને હવે પછીના આપણા કુટુંબના સુખના સંભાળ લેવાની વાતને આપણા દીલથી વીસારી મેલીએકે ? ના નહીં, એ જેવું શરમ ભરેલું, ઘાતકી અને પાપી કામ બીજું કોઇ થોડું જ હશે: માટે આ પુર કરતાં નીચે આપેલી કવીતા વાંચનારાઓને વાંચવાની ભલામણ કરી અમો એટલુંજ જણાવા માગીએ છીએ કે તેવી ઘાત ધરનાર ઘાતકી નાદાંનોને કારણ આપનારાને ઘટતી શાશનમથી બંચાવવાની કોસેસકરી બીજાઓને જતેજનનહી આપવુ એજ માણસનો સાચો ધરમ છે.

—૦—

અપત અજ્ઞાની, કપટી, કપટી,
કુસંપ થેરે દુખગાર—સંપે૦ ૭
પીતાથી પુત્ર, પીતમથી પીયારી,
કુસંપે તજે સહુ પીયાર—સંપે૦ ૮
કુસંપ કરે મોહોટો મેદાન,
ભદ્ધા કરે, હાર્યે ભંડાર—સંપે૦ ૯
કુસંપે કંકાશ જો પાડે બેગાનું,
'તુટો ન સંધાય તાર'—સંપે૦ ૧૦
કુસંપ કલેશે તન મન પીલાએ,
બેચેન ગુજરે જીવનગાર—સંપે૦ ૧૧
કુસંપ ઘર બાજે લજવાએ,
પરલોકે પામે ધીક્કાર—સંપે૦ ૧૨
ભાન વનાની એજાન જીંદગી,
સમજે કોઈ 'ખોજું' નાર—સંપે૦ ૧૩

સમાપ્ત૦